# GUJARATI READING SERIES.

# FIRST BOOK.



મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી પહેલી ચોપડી.

..f Public Instruction

..કાનું સરકારી કેળવણી

# ગુજરાતી પહેલી ચોપડી.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટી—એમણે તૈયાર કરી.

# GUJARATI FIRST BOOK.

Prepared

BY

The Vernacular Text Books Revision Committee.

PUBLISHED BY

MACMILLAN AND Co., LIMITED

BOMBAY, CALCUTTA AND LONDON.



*Annas.* કીમત ર$\frac{1}{2}$ ...

1905.

# પહેલી ચોપડી—ભાગ ૧.



## પાઠ ૧. દિવાળી.

અક્ષર   આંગણામાં   ઘરેણાં   ફટાકડા

લીંપેગુંપે   દારૂખાનું   ઊઠ્યાં

સંજેરી   લુગડાં   નિશાળ

દિવાળી આવી. નિશાળમાં રજા પડી. સઘળાં છોકરાં રાજી થઈ ઘેર જતાં હતાં.

થોડેક ગયાં, એટલે એક છોડી જરા આગળ ગઈ. તે પાછી વળી, ને સામી ઉભી રહી બોલવા લાગી.

મારૂં નામ ત્રણ અક્ષરનું છે. હું વરસમાં એક વાર આવું છું. ચાર દહાડા તમારા ભેગી રહું છું. મારા આવતા પહેલાં કેટલાક લોકો ઘર લીંપેગુંપે છે. તેને ખડી કે ચુના વડે ધોળે છે. તેઓ ખાવાને માટે સેવ, પાપડ, સંજેરી અને ઘુઘરા કરે છે. હું રહું છું, તેટલા દહાડા તેઓ આંગણામાં સાથીઆ પૂરે છે. બારણે દીવા મૂકે છે, ને રોજ

સારૂં સારૂં જમવાનું કરે છે: નાનાં છોકરાં સારાં સારાં લુગડાં પહેરે છે. ઘરેણાં ઘાલે છે, ને દારૂખાનું ફોડે છે. બોલો, હું કોણ છું?

સૌ છોકરાં બોલી ઊઠ્યાં, દિવાળી, દિવાળી, દિવાળી. પછી નીચેનું ગીત ગાતાં ગાતાં બધાં ઘેર ગયાં.

દિવાળીના દિવસમાં, ઘર ઘર દીવા થાય;
ફટાકડા ફડફડ ફૂટે, બાળક હરખ ન

## પાઠ ૨. વાર.

કચેરીઓ મુસલમાન અઠવાડીઉ ૧
સાહેબ જુમેરાત ત્રીજો
દેવળ શુક્રવાર છેલ્લો

મગન ને મોતી નામે બે છોકરા હતા. તેઓ એક દહાડો વાર વિષે વાતો કરતા હતા.

મગન—એક સવારથી બીજી સવાર સુધી એક વાર ગણાય. આજે રવિવાર છે. એ વારે બધી નિશાળો ને કચેરીઓ બંધ રહે છે.

મોતી—રવિ એટલે સુરજ. રવિવારને સુરજનો વાર કહે છે. એ વારે સાહેબ લોકો દેવળમાં જાય છે.


એક અઠવાડીઉં
રવિવાર
સોમવાર
મંગળવાર
બુધવાર
ગુરુવાર
શુક્રવાર
શનિવાર

મગન—રવિ પછી જે વાર આવે છે, તેને સોમવાર કહે છે. સોમવાર કેડે મંગળ ને પછી બુધવાર.

મોતી—બુધવાર પછી ગુરૂવાર આવે છે. એ વારે કેટલાક લોકો છોકરાંને નિશાળે બેસાડે છે. આપણી નિશાળે મુસલમાનના છોકરા આવે છે. તે બધા ગુરૂવારની રાતને જુમેરાત કહે છે.

મગન—ગુરૂ પછી શુક્રવાર. એ દહાડે કેટલાક લોકો ચણા ખાય છે. શુક્ર પછી શનિવાર આવે છે. તે રવિથી સાતમો વાર છે.

મોતી—શનિ કેડે પાછો રવિવાર આવે છે. માટે વાર સાતજ છે. સાત વાર મળીને એક અઠવાડીઉં થાય છે.

મગન—જો, હું બધા વાર ફરીથી કહું છું.

રવિ પછીનો સોમ છે, ત્રીજો મંગળવાર;
ચોથો બુધ, ગુરૂ પાંચમો, પછી શુક્ર છે વાર. ૧.
શનિવાર તે સાતમો, છેલ્લો વાર ગણાય;
એમ એક અઠવાડીઉં, સાત વારનું થાય. ૨.

# પાઠ ૩. નિંશાળ.



દરવાજા રચ્યો ચિત્રો પાટીઉં ચોકઠું

કસરત બેઠક ફૂલઝાડ નકશો

આ મારી નિશાળ છે. એને ફરતી બધે વાડ છે. આ દરવાજા ઉપર પાટીઉં છે. એ ઉપર નિશાળનું નામ લખેલું છે. ચંચળ બેન, માંહે આવ, તને બધું બતાવું. જો બેન, આ નાનો બાગ છે. આ બધાં ફૂલઝાડ છે. પેલો મોગરો કેવો ખીલી રહ્યો છે! આ ચંપેલીની વેલ છે. તેનાં પાસે ગુલાબના છોડ છે. એ ઝાડોને અમે રોજ પાણી પાઇએ છીએ. આ

અમારી કસરત કરવાની જગા છે. પેલા વાવટા છે. તે લઈ છોકરાંઓ રમત કરે છે. આ નિશાળનો ઘંટ છે. તેને વગાડવાને પેલી મોગરી છે.

હવે ચાલ, અંદર આવ. જો, અહીં અમારા મહેતાજી બેસે છે. સામે આ પાટીઆની બેઠક છે. એ ઉપર અમે બધાં બેસીએ છીએ. પેલી કલાકની શીશી છે. એ શીશીની પાસે નકશા છે. જો આ આપણા ગામનો નકશો છે. પેલાં ચિત્રો ટાંગેલાં છે. એ અમે કાઢેલાં છે. આ ખુણામાં ઘોડી છે. પાસે લખોટાનું ચોકઠું છે. આવ, પેલા કબાટ પાસે જઈએ. એમાં ચોપડીઓ છે. જો, આ ઘોડો, કુતરો, કેળું ને દાડમ છે. એ બધાં અમે માટીનાં બનાવેલાં છે. કહે બેન, મારી નિશાળ જોવા જેવી છે કે નહિ?

વાહ! તમારી નિશાળ ઘણી મજાની છે. હું પણ અહીં રોજ ભણવા આવીશ.

# પાઠ ૪. નિશાળીઆંને શિખામણ

પરોઢીએ કહ્યું સંગ શિક્ષાં ઈશ્વર
નિત્યે જ્ઞાન પેર નાહ્યા
આળસ ચિત્ત પાંસરૂં

( દોહરા. )

પરોઢીએ ઝટ ઊઠીને, લેવું ઈશ્વર નામ;
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ. ૧.
કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન;
ગુરૂને બાપ સમા ગણો, મળશે સારૂં જ્ઞાન. ૨.
જુઠું જરી ન બોલવું, તજવું આળસ અંગ;
હળી મળીને ચાલવું, રાખી સારો સંગ. ૩.

નિત્ય જવું નિશાળમાં, ભણવું ચોડી ચિત્ત;
ગુરૂની શિક્ષા માનવી, રૂડી રાખી રીત. ૧.
રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી, જવું પાંસરૂં ઘેર. ૨.

# પાઠ ૫. છોકરાંનાં લુગડાં.



ઓઢણી અંગરખી ધોતલી સુરવાળ લાગ્યો

લેંઘી ફળીઆના પરીક્ષા ત્યારે

એક દહાડો મનુ નિશાળે જતો હતો. તેણે સારાં સારાં લુગડાં પહેરેલાં હતાં. તેને જોઈ છોટુ ઘરમાં ગયો, ને એની માને કહેવા લાગ્યો. બા, મારા બાપા કહેતા હતા, કે તું મોટો થઈશ અને નિશાળે જઈશ, ત્યારે તને એક ટોપી ને ધોતલી લાવી આપીશ; અને અંગરખી કરાવી આપીશ. બા, હું કાલથી નિશાળે જઈશ. માટે મારા બાપાને કહી

મને એ બધું મંગાવી આપ. વળી પેલો મનુ પહેરે છે, તેવી સારી જોડીઓ પણ મને નહિ મંગાવી આપે?

એ સાંભળી તેની બા બોલી. તારા બાપા ઘેર આવશે, એટલે દરજીને બોલાવીશ, અને તારે માટે અંગરખી કરાવીશ. સાંજે તેમની સાથે બજારમાં જજે. તને ગમે તેવી ટોપી, જોડીઓ ને ધોતલી તું લઈ આવજે.

પણ બા, પેલો મનુ તો ધોતલી પહેરતો નથી. એ તો લેંઘી કે સુરવાળ પહેરે છે. મને એવી લેંઘી ન કરાવી આપે? વળી ફળીઆના કેટલાક છોકરા કોટ પહેરે છે, તો મારે માટે કોટ નહિ કરાવે?

બાએ કહ્યું, ભાઈ, લેંઘી કરતાં ધોતલી સારી દેખાય છે. પણ જો તારે લેંઘી ને કોટ જોઇશે, તો તે પણ હું કરાવી આપીશ.

નાની મણી આ વાત સાંભળીને બોલી ઊઠી. બા, બા, ભાઇને સારૂ બધું મંગાવે ને મારે માટે કંઈ નહિ કે? મારે ઘાઘરી ને ઓઢણી જોઇએ છે. પેલી ચંચળ બેન પહેરે છે, તેવું એક બદન પણ મારે જોઇએ.

બેન, તારે માટે મેં ઘાઘરી કરાવી છે, ને ઓઢણી લાવી રાખી છે. તે તને કાલે આપીશ. પણ બદન તો આવતી પરીક્ષામાં તું પાસ થઈશ, ત્યારે કરાવી આપીશ.

---

# પાઠ ૬. ચોકખાઈ.

ફેલ્લા મુખડું પહેરણ બરાબર ઊર

કવિતા ચોકખાં ગંદવાડ નાથ.

કાસમ, તારે મેલાં કપડાં પહેરી નિશાળે આવવું નહિ. તારૂં પહેરણ ને સુરવાળ કેટલાં મેલાં છે! તું આજે ધૂળમાં રમ્યો હશે. જોઉં, તારા હાથ. અરે! હાથ ઉપર પણ કેટલો બધો મેલ છે! તું કોઈ દહાડો નાહય છે કે નહિ?

સાહેબ, હું તો રોજ નાહું છું. ત્યારે, બરાબર ડીલ ચોળીને નાહતો નહિ હોય. જો, પેલા હસનના આખા ડીલ ઉપર જરાએ મેલ જણાતો નથી. એનાં કપડાં પણ કેવાં ચોકખાં છે! તારી ચોપડી લાવ. અરે! તે પણ આટલી બધી ગંદી કેમ? ખરે કાસમ, તું તો બધી વાતે ગંદો છે. છોકરાંઓ, તમે આ કાસમ પાસે બેસવાને રાજી છો? ના જી, અમે તો એની પાસે નહિ બેસીએ. એની પાસે બેસીએ તો એને અડાય, ને અમારાં કપડાં મેલાં થાય. વળી એના ડીલનો મેલ અમારા ડીલે લાગે, તેથી અમને ફેલ્લા થાય.

ખરી વાત. ડીલે મેલ હોય તો ખસ થાય, ને તેથી તાવ આવે. કાસમ તારે કપડાં રોજ ધોવડા-

જવાં. કોઈ ધોનાર ન હોય, તો તારે જાતે ધોઈ લેવાં. નાહતી વેળા ડીલ બરાબર ચોળવું. ચોપડીમાં કદી ડાઘા પડવા દેવા નહિ. છોકરાંઓ, તમારાં ઘર, વાડા, કે આંગણામાં ગંદવાડ થવા દેશો નહિ. ગંદી જગામાં બેસીએ તો માંદાં પડીએ. હવે, તમને ચોક્ખાઈ વિષે એક કવિતા શીખવું. બોલો:—

ચોક્ખો મારો ઓટલો, ચોક્ખો ઘરનો ચોક;
ચોક્ખાં લુગડાં જોઇને, ચોક્ખું કે' સૌ લોક. ૧.
ચોક્ખું મારૂં મુખડું, ચોક્ખા મારા હાથ;
ચોક્ખું મારૂં ઊર ત્યાં, બેસે જગના નાથ. ૨.

## પાઠ ૭. વરસગાંઠ.

મહીના કંસાર ભાવ્યો! આપ્યાં
ક્યારે સગાં અડાડ્યો કર્યો
બોલાવ્યાં પાનસોપારી

આવો જગુભાઈ, તમને એક વાત કહું. ગઈ કાલે મારા વરસગાંઠ હતી. સવારમાં ઊઠીને મેં દાતણ કર્યું, કે બાપાએ મને કહ્યું, ભાઈ, ઝટ નાહી લે. આજે તારી વરસગાંઠ છે. તને સાત વરસ પુરાં થઈ આજે આઠમું વરસ બેઠું. તે ઉપરથી મેં પુછ્યું. બાપા, ત્યારે જમની બેનને આજે કયું વરસ બેઠું?

એ સાંભળી બાપા હસી પડ્યા અને બોલ્યા, કે તેને સો બે મહીના પછી દશમુ વરસ બેસશે. વારૂ, કહો જગુભાઈ, તમારી વરસગાંઠ ક્યારે આવશે?

મારી વરસગાંઠ તો ચાર દહાડા ઉપર આવી ગઈ. તે દહાડે મને બારમું વરસ બેઠું.

જગુભાઈ, કાલે મારી વરસગાંઠ હતી, તેથી મારે ઘેર કંસાર કર્યો હતો. બાએ મારી મોટી બેન, તેનો ભાણો અને બીજાં સગાંને જમવા બોલાવ્યાં હતાં. મારી બેનના ભાણાને કંસાર એવો તો ભાવ્યો, કે તે તો તે ઉપરજ મંડ્યો. પછી જરા ભાત ને કઢી લીધાં. બીજા કશાને હાથ પણ અડાડ્યો નહિ. જમી રહ્યાં, એટલે સૌ હાથ મોં ધોઈ ઊઠ્યાં. પછી મેં બધાંને પાનસોપારીનાં બીડાં આપ્યાં.

---

## પાઠ ૮. સગાં.

ભત્રીજો મસિયાઈ વેવાઈ વેવાણ

પીતરાઈ. ફોઈઆત દૂધભાઈ

મોળાઈ. ઓરમાઈ સાવકી

મારે એક ભાઈ ને એક બેન છે. મારા બાપાનો ભાઈ, તે મારો કાકો લાગે. કાકાની વહુ તે કાકી.

કાકી ને કાકાનો હું ભત્રીજો થાઉં. માનો ભાઈ તે મામો. મામાની વહુ તે મામી. મામા ને મામીનો હું ભાણેજ કહેવાઉં. બાપની બેન તે ફોઈ. ફોઈના વરને ફુઆ કહે છે. તેમજ માની બેન તે માસી, અને માસીનો વર તે માસો કહેવાય.

કાકાનાં છોકરાં મારાં પીતરાઈ થાય, પણ મામાનાં છોકરાં તે મોળાઈ ભાઇબેન કહેવાય. તેમજ માસીનાં છોકરાં તે મસિઆઈ, ને ફોઇનાં છોકરાં તે ફોઇઆત ભાઇબેન કહેવાય. બેનનો વર તે બનેવી, અને વહુનો ભાઈ તે સાળો. વહુની બેનો તે સાળીઓ કહેવાય.

એક માબાપનાં છોકરાં હોય, તે સગાં ભાઇબેનં કહેવાય. પણ બાપ એક ને મા જુદી જુદી હોય, તે સાવકાં કે ઓરમાઈ કહેવાય. તે મા પણ સાવકી કહેવાય. જો મા એક ને બાપ જુદા જુદા હોય, તો તે દૂધભાઈ કહેવાય.

દીકરીનો વર તે જમાઈ કહેવાય. દીકરીનાં માબાપ તે જમાઇનાં સાસુ સસરો થાય. વર વહુનાં માબાપ તે એક બીજાંને વેવાઈ વેવાણ કહે છે.

# પાઠ ૯. માઃ વિષે કવિતા.



હરખાઉં સર્વે ઓસડ પંપાળી

કલોલ આભાર દુખડાં ગભરાતી

ચોપાઈ.

માને દેખી બહુ હરખાઉઁ, દોડી દોડી સામે જાઉઁ;
ચાંપે લઈને છાતી સાથ, બોકી દઈને ભીડે બાથ. ૧.
ધવરાવે લઈ ખોળા માંય, પંપાળીને રાજી થાય;
માંરૂં મુખ જોઈ હરખાય, દુખડાં સર્વે ભૂલી જાય. ૨.
મીઠા લાગે મારા બોલ, જાણે પંખી કરે કલોલ;
સારૂં ખાવું આપે માત, બહુ સંભાળે મારી જાત. ૩.

રડતો જાણી મને લગાર, ગભરાતી દોડે તે વાર;
હસું રમું તો બહુ ખૂશ થાય, ઉંઘાડવા તું હાલો ગાય. ૪.
માંદા પડતાં ઓસડ પાય, પેટ ભરી માડી નવ ખાય;
સૌથી તારૂં હેત અપારં, બહુ માનું તારો આભાર. ૫.

## પાઠ ૧૦. મોટાંને માન આપવા વિષે.

### ત્યાં પ્રમાણે ઉતર્યા વખાણ

સોરાબજીને ઘેર એક દહાડો નવલ વાંચવા સારૂ ગયો. તેઓ એક ઓરડામાં બેસી પાઠ કરતા હતા. તે ઓરડામાં સોરાબજીના મોટા ભાઈ આવ્યા, તેમને જોઈ સોરાબજી ઉભો થયો. મોટા ભાઈએ તેને બેસી જવાને કહ્યું, ત્યારે તે બેઠો.

થોડી વાર પછી તેને તેની માએ બોલાવ્યો. ત્યારે ઓ જી, આવ્યો જી, એમ કહી તે તેની પાસે ગયો. તે ત્યાં જઈને આવ્યો, કે તરત તેના મહેતાજી આવ્યા. સોરાબજીએ ઉભા થઈ તેમને સલામ કરી. પછી મહેતાજી બેઠા. તેમની સામે અદબ કરીને તે બેઠો. પાઠ ભણાવી રહ્યા પછી મહેતાજી ઘેર જવાને ઉભા થયા. સોરાબજી પણ ઉભો થયો, ને તેમની પાછળ બારણા સુધી ગયો.

નવલ પણ તેમની પૂઠે ગયો. મહેતાજી ઓટલા પરથી નીચે ઉતર્યા, એટલે સોરાબજી બોલ્યો, આવજો જી.

પછી સોરાબજી નવલને તેના બાપના ઓરડામાં લઈ ગયો. અહીં તેના બાપા ગાદી ઉપર બેઠા હતા. તેની સામે તેનો મોટો દીકરો ને દીકરી અદબ કરીને ઉભાં હતાં. તેઓ બાવાજી સાથે વાત કરતાં હતાં.

આ બધું નવલે જોઈ લીધું. ઘેર આવી તેણે જોયું હતું, તે પ્રમાણે કરવા માંડ્યું. તેનાં માબાપ બોલાવે, ત્યારે જી કે આવ્યો જી કહીને તેમની પાસે જાય. બેસવું પડે તો તેમની સામે બેસે.

નવલ નિશાળે જાય, ત્યાં મહેતાજીને સલામ કરીને બેસે, અને તે કહે તેમ કરે. એક દહાડો નિશાળમાં મહેતાજીએ તેનાં વખાણ કર્યાં. તેમણે કહ્યું, ભાઇઓ, આ નવલ પોતાનાં માબાપ અને મોટાંને બહુ માન આપે છે. તમારે પણ એની પેઠે તેમને માન આપવું. તેઓ કહે તેમ કરવું. એથી તમે સારા કહેવાશો, ને સુખી થશો.

# પાઠ ૧૧. ઉજાણી.




આશોપાલવ પીરસ્યાં કુલડીઓ પૌંઆ

બબ્બે રાંદેરો વઘારેલાં શેતરંજી પાથરણું

મટુભાઈ—ચાલો ભાઇઓ, આજે આપણે ઉજાણી કરીએ.

કનુભાઈ—ક્યાં કરીશું ભાઈ ?

ચંચળબા—મારા વાડામાં આશોપાલવના ઝાડ નીચે.

કનુભાઈ—આપણા શંભુભાઇને સાથે લઇશું કે નહિ ?

ચંચળબા—હા, તે તો ખરોજ તો. તેના વિના કેમ ચાલે? હું પણ મારા વહાલા કાકા ને બબી બેનને લાવીશ. કનુભાઈ, તમે પણ તમારી નાની બેનને લાવજો. ચાલો, ફોઈબાએ પૌંઆ ને ધાણી, વઘારેલાં છે, તે હું લાવું. બાપા મીઠાં લીંબુ, દરાખ ને નારંગી લાવ્યા છે, તે પણ લેતી આવીશ.

મટુભાઈ—હું ખારેકી બોર લાવું. વળી મોટી મા પાસેથી દળનો લાડુએ લાવીશ.

કનુભાઈ—હું બેનને બોલાવી લાવું. વળી દાદીમા પાસેથી રાંદેરી બોર ને શેરડી લાવું.

મટુભાઈ—આપણે બધાં આવ્યાં તો ખરાં, પણ શેના ઉપર બેસીશું?

ચંચળબા—ખાઈશું શેમાં? શા વડે પાણી પીશું?

કનુભાઈ—ચાલો ત્યારે, હું શેતરંજી લાવું. ચંચળબા, તું તારે ઘેરથી પાંદડાં અને કુલડીઓ લાવ.

પછી પાથરણું આવ્યું. પાંદડાં અને કુલડીઓ આવ્યાં. ચંચળે બધાંને પાથરણા પર સીધી હારમાં બેસાડ્યાં. બબ્બે પાંદડાં આપ્યાં, ને કહ્યું કે એકને થાળી ને બીજાને વાડકો સમજવો. પાણી પીવાને એકેક કુલડી આપી. થાળીમાં થોડા પૌંઆ, થોડી ધાણી ને લાડુ પીરસ્યાં. દરાખ શાકને ઠેકાણે મૂકી.

ચટણીની જગાએ બોર મૂક્યાં. વાડકામાં દાળના જગાએ શેરડી ને નારંગી મૂક્યાં. બધાં છોકરાંએ ખાવા માંડ્યું. વાત કરતાં જાય ને ખાતાં જાય.

ખાઈ રહ્યા પછી બધાંએ થોડું પાણી પીધું. જમીને તૈયાર થયાં, એટલે બધાંએ હાથ ધોઈ નાખ્યા. પછી તેઓ ઊઠ્યાં. કનુભાઇએ શેતરંજી લીધી. ચંચળબાએ કુલડીઓ લીધી. તે વખતે વહાલાભાઈ બોલી ઊઠ્યો. ચાલો, ચાલો, ઉજાણી થઈ રહી. આજે ખૂબ મજા પડી. બધાં છોકરાં કહે, હા, હા, હા. ખૂબ મજા પડી.

## પાઠ ૧૨. હોડીની રમત.

પછાડી સહેલ એકઠા સરત તળાવ જીત્યો

ચાલો ભાઈ, હવે તાપ નથી, ફરવા જઇએ. હા મોટા ભાઈ, ચાલો. પણે લોક કેમ એકઠા થયા છે? આપણે એજ તરફ જવું છે. ત્યાં જઈ જોઇશું કે શું છે?

આ તો તળાવના પાણીમાં હોડીએ તરાવે છે. જુઓ, આ હોડીઓનો રંગ કેવો છે! કેટલીક લાલ, કેટલીક પીળી ને બાકીની વાદળી છે. દરેક હોડીને દોરી બાંધી છે. દોરી ખેંચે છે, તેમ તે ફરે છે.

પવન લાગે છે, તેમ તે દોડે છે. અરે, પેલી લાલ હોડી કેંટલી આગળ ગઈ છે.



પેલા ધીરૂની ને રામુની હોડીઓ સારી જાય છે. જુઓ, ધીરૂની હોડી પછાડી પડી ગઈ. ત્યાં ઉમેદ ને જગુની સરત ચાલે છે. ઉમેદની હોડી સારી જણાય છે. પણ જગુની કંઈ નબળી નથી. કહો, એ બેમાં કોણ આગળ જશે?

એ વાત કહેવાંય નહિ. જરા થોભો એટલે જણાશે. અરે, પેલી ઉમેદની હોડી આગળ નીકળી ગઈ! ઉમેદ જીત્યો! જીત્યો!

મોટા ભાઈ, મને સઢવાળી હોડી નહિ અપાવો ?

હું તારા મહેતાજીને પૂછીશ. તેઓ કહેશે, કે તું પાઠ સારા કરે છે, નેં તારી ચાલ સારી છે, તો તને એક સુંદર હોડી લાવી આપીશ. તે લઈ તું આ તળાવ પેર સહેલ કરવા આવજે.

---

## પાઠ ૧૩. મોટા મનવાળી છોડી.

ખંડ. કાંચળી નજર મળ્યો
સમજાવી ઇનામ બદલામાં

વાહ . આ કેવો મજાનો ખંડ છે! મા, મને એ ખંડ આજે ઇનામમાં મળ્યો. મને એની કાંચળી કરાવી આપશો ?

હા મણી, કાલે તારે માટે કાંચળી કરાવીશ. વારૂ, તારી માણેક માસીની ગંગાને કંઈ ઇનામ મળ્યું કે? ના બા, એને કંઈ મળ્યું નથી. તે તો રડતી રડતી ઘેર ગઈ. લો, આ માણેક માસી ગંગાને લઈ આવ્યાં.

માણેક માસી—મોટી બેન, ગંગા નિશાળેથી આવી ત્યારથી રડ્યા કરે છે. મણીને આજે ખંડ મળ્યો, તે એને જોઈએ છે. મેં એને ઘણીએ સમજાવી. તોપણ છાની રહેતી નથી. હવે હું શું કરૂં ?

એ સાંભળી મણી બોલી ઊઠી. માસી બા, લો આ ખંડ. ગંગા બેનને આપો. બેન ગંગા, તું છાની રહે. ગંગાને ખંડ મળ્યો, એટલે તે રડતી બંધ થઈ.

માસીએ મણીને કહ્યું, બેન, હું ઘેર જઈ તારો ખંડ પાછો મોકલી દઇશ, હોં. માણેકબાએ આમ કહ્યું, કે ગંગા પાછી રડવા લાગી.

મણી—માસીબા, મારે એ ખંડ વિના ચાલશે. તમે પાછો મોકલશો નહિ. આવતી પરીક્ષામાં હું પાસ થઇશ, એટલે મને બીજો એવોજ ખંડ મળશે. ગંગા બેન, તું પાસ થશે તો તને પણ મળશે.

માસી—બેન, મારે તને એના બદલામાં કંઈ આપવું જોઈએ. જે માગે તે આપું.

મણી બોલી, ગંગા બેનને રડાવશો નહિ, એટલુંજ હું માગું છું. એમ કહી તે ગંગાને હાથ પકડી બહાર રમવા લઈ ગઈ.

એ જોઈ મોટી બેનના તરફ નજર કરી માણેક બોલી. બેન, તમારી મણી બહુ ડાહી છે. બધી છોડીઓ એના જેવી ડાહી હોય તો કેવું સારૂં! પછી તે બેનની રજા લઈ ઘેર ગઈ.

# પાઠ ૧૪. છોકરા ને દેડકાં.



ફેંકોફેંકી  પ્રાણી  નુકસાન  ધડાધડ

સંભાળી  હાણ  ડાહ્યો  દુઃખ

કેટલાક છોકરા એક દહાડો તળાવની પાળ પર પથરે રમતા હતા. ત્યાં પથરાની ફેંકાફેંકી ચાલવા માંડી.

તે તળાવમાં બહુ દેડકાં હતાં. તેમને પથરા ધડાધડ લાગ્યા. તેમનાથી પથરા ખમાયા નહિ, ત્યારે તેમાંનો એક પાણીની ઉપર આવ્યો અને બોલ્યો. ભાઈઓ, અમને ગરીબને પથરા શા માટે મારો છો?

એક છોકરે કહ્યું, અમે તો રમીએ છીએ. દેડકો બોલ્યો, એ તો ખરૂં. પણ તમારા પથરા અમને બહુ વાગે છે. તમારા મનને તો રમત છે પણ અમે તો માર્યા જઇએ છીએ.

તે ઉપરથી એક ડાહ્યો છોકરો હતો, તે બોલી ઊઠ્યો. અરે, ભાઇઓ, આ દેડકો કહે છે તે વાત ખરી છે. એ ગરીબ પ્રાણીઓને આપણી રમતથી ઈજા થાય છે. માટે રમત બંધ કરો. હવે પછી આપણે સંભાળીને રમવું. આપણી રમતથી કોઇને જરાએ દુઃખ કે નુકસાન થવું ન જોઇએ.

રમત ગમત કરતાં કદી, કરવું નહિ નુકસાન;
ખોટી રીતે ખેલતાં, ભારી થાયે હાણ.

# પાઠ ૧૫. પ્રાણી ઉપર દયા રાંખવા વિષે.

## ફાંફાં ખીજ્યાં વખતસર સોળ નીરવાનું ગજા ઉપરાંત

માધુ, તું ઝાડને પાણી પાય છે ખરો, પણ નીચે જોતો નથી. જો, તારા પગ તળે કીડીઓ છુંદાય છે. તને કોઈ છૂંદે તો કેટલું બધું દુઃખ થાય!

માધુ—ચીનુભાઈ, કીડીઓને દુઃખ થતું હોય, તો તે બોલે નહિ? મને જરા કંઈ થાય, તો હું ઝટ બોલી ઊઠું છું.

ચીનુ—કીડીઓને દુઃખ થાય છે ખરૂં, પણ તે આપણી પેઠે બોલી શકતી નથી, ને પોતાનું દુઃખ બીજાને કહી શકતી નથી. જો, તે તારા પગ તળેથી નીકળવાને કેટલાં બધાં ફાંફાં મારે છે? એને દુઃખ થાય છે, માટે તે એમ કરે છે. કીડી જેવું પ્રાણી કોઇને ઈજા કરતું નથી. તેવાં પ્રાણીને આપણે કદી ઈજા કરવી નહિ.

માધુ—આપણે ઘેર ઢોર છે, તે પણ કોઇને ઈજા કરતાં નથી. વળી તે ઘણા કામનાં છે. તેવાં પ્રાણીને પણ કદી દુઃખ દેવું ન જોઇએ.

ચીનુ—હા, તું ખરૂં કહે છે. આપણે તેમની સારી સંભાળ લેવી જોઇએ. તેમને જોઇએ તેટલું ખાવાનું આપવું, વખતસર પાણી પાવું, અને તેમની રહેવાની જગા સાફ રાખવી. ગઈ કાલે આપણાં ઢોરને ઘાસ નીરવાનું રહી ગયું હતું. બાપાએ તે જાણ્યું, ત્યારે તેઓ ઘરમાં સૌને કેટલું ખીજ્યા હતા? તેં એક દહાડો પેલા લાલ બળદને મારી સોળ પાડ્યા હતા. ત્યારે બાપાએ તને શું કહ્યું હતું તે તને યાદ છે?

નાથુ—અરે, તે વાત તો હું છેક ભૂલીજ ગયો. બાપાએ કહ્યું હતું, કે ઢોરને મારવાં નહિ. બળદ પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ. નાનાં મોટાં બધાં પ્રાણી ઉપર દયા રાખવી.

---

# પાઠ ૧૬. એનઘેન ને ડાહીનો ઘોડો.




નક્કી સેળભેળ છુટો સમજ્યો ફીકર
હોશિઆર શાબાશ

'ચાલો ભાઇઓ, આજે આપણે એક નવી રમત રમીએ. નવી રમત તે કઈ? એનઘેન ને ડાહીનો ઘોડો. વાહ! એ બે સાથે રમાય તો બહુ મઝા પડે. વારૂ, પહેલાં નક્કી કરો, કે પહેલો દાવ કોણ આપે. તમે કહેશો તે એક જણ આપશે.

ચાલો ત્યારે, હું ડાહી થાઉં: મગન તું ઘોડો થા, અને મારા ખોળામાં માથું મૂકીને આંખો બરાબર

બંધ કર. બાકીના તમે બધા ઘોડાના વાંસા પર વારા ફરતી આંગળી મૂકવા આવજો.

ડાહી, અમે તૈયાર છીએ. ચાલ, તારા ઘોડાને સવાલ પૂછ.

ડાહી—એન રે ઘેન, દીવાઘેન, તારા મનમાં કોણ? ઘોડા, તું સમજ્યો નહિ કે? વારૂ, બીજું પૂછું. કોણ આંગળી આ મૂકી જાય?

ઘોડો—મોહન.

ડાહી—મોહન નથી, માટે નાસી જાય. ભાઇઓ, તમે બહુ હોશિઆર છો. સેળભેળ થઈ ગયા છો, તેથી આ ઘોડો કોઇની આંગળી પારખી શકતો નથી. વારૂ, હવે સંતાવા જાઓ છો ખરા, પણ હોશિઆર રહેજો. આ ઘોડો છૂટશે, ને કોઇને પકડી લાવશે, તો તેને માથે દાવ આવશે. પણ એના હાથમાં ન આવતાં, મને આવી અડશો તો બચી જશો. જાઓ, હવે હું ઘોડાને છોડી મૂકું છું. ડાહીનો ઘોડો રમતો જમતો પાણી પીતો છૂટો.

ઘોડો—ડાહી, મારે માથે દાવ લાંબો વખત રહ્યો, પણ જોજે, હમણા હું એક જણને પકડી લાવું છું. તારે ફીકર કરવી નહિ. લે, આ છગન પકડાયો. હવે હું છૂટ્યો કેની?

ડાહી—આવ, છગંન, તારો દાવ આપ. 'હવે તું ઘોડો થા, ને આંગળી મૂકનારને ઓળખ. કોણ આંગળી આ મૂકી જાય?

ઘોડો—શંકર.

ડાહી—શંકર છે તે આવી જાય. શાબાશ છગન શાબાશ. તેં તારે માથેથી તરત દાવ ઉતારી દીધો. બસ, રમત પુરી થઈ.

---

## પાઠ ૧૭. સાચ.

દેશાઈ પાઘડી લલ્લુ ચપ્પુ નીકળ્યા

ગમ્યો સાચાબોલું

કોઈ એક દેશાઈ હતા. તેને બે છૈયાં હતાં. એક દીકરો ને એક દીકરી. દીકરાનું નામ લલ્લુ, અને દીકરીનું નામ લખી. લલ્લુ પાંચ વરસનો ને લખી છ વરસની હતી. 'એ બેઉ છોકરાં સારાં હતાં.' કોઈ દહાડો લડે નહિ, ગાળો ન દે ને જુઠું ન બોલે. એક બીજાના ઉપર ઘણું હેત રાખે. એક દહાડો દેશાઈએ સારો ચપ્પુ આણ્યો. તેને ઘરમાં સૌએ બહુ વખાણ્યો. લલ્લુને પણ બહુ ગમ્યો. બીજે દહાડે સવારમાં લલ્લુ વહેલો ઊઠ્યો, ને પેલો ચપ્પુ લઈ રમવા મંડ્યો. જે દેખે તે કાપે. એવામાં દેશા-

ઈની પાઘડી દીઠી. તેને પણ મોટો કાપ મૂકયો. સવારે રમવાનો વખત પુરો થયો, ત્યારે લલ્લુ ને લખી નિશાળે ગયાં. પેલી પાઘડી કાપ્યાની વાત કોઈએ જાણી નહિ.

બપોરે જમીને દેશાઈ બહાર જવાને નીકળ્યા. પાઘડી હાથમાં લીધી, એટલે પેલો કાપ જોયો. તેવાંજ ઘરનાં સૌ માણસને બોલાવીને પૂછ્યું. આ પાઘડી કોણે કાપી? સૌએ કહ્યું, અમે કોઈ કંઈ જાણતાં નથી.

એવામાં લલ્લુ નિશાળેથી આવ્યો. એણે ઘરનાં સૌને ભેગાં થએલાં જોઈ પૂછ્યું. બાપા, આ શું છે? બાપે કહ્યું, જોની, આ મારી પાઘડી કોઈએ કાપી નાખી છે. એ સાંભળીને લલ્લુ જરા ગભરાયો. પછી તે બોલ્યો, બાપા, હું જુઠું નહિ બોલું. એ તો મેં કાપી. હવે કેમ થશે? દેશાઈ કહે, લલ્લુ, તારે ચપ્પુ લઈ કદી રમવું નહિ. તેં પાઘડી કાપી તે ખોટું કર્યું છે; પણ તું સાચું બોલ્યો, તેથી હું બહુ રાજી થયો છું. સાચાબોલું છોકરૂં સૌને વહાલું લાગે.

---

# પાઠ ૧૮. છોકરો ને વાઘ.



સીમ બગાડ જુઠાણું શરમાઈ મશ્કરી

પસ્તાય સપડાય

કોઈ એક છોકરો સીમમાં બકરાં ચારતો હતો. તેણે એક દહાડો રમતાં રમતાં અમથી અમથી બૂમો પાડી, કે ઓ વાઘ આવ્યો રે, વાઘ આવ્યો, ધાજો રે ધાજો. એટલામાં આસપાસના ખેતરવાળા દોડી આવ્યા. તેમણે જોયું તો ત્યાં વાઘ ન હતો. પછી

તેમણે પેલા છોકરાને પૂછ્યું, કે વાઘ ક્યાં છે? ત્યારે તે તેમના ભણી જોઈને હસવા મંડી ગયો. પેલા બાપડા શરમાઈ ગયા. તેમને બહુ ખોટું લાગ્યું ને પાછા ગયા.

પછી બીજી વાર ખરેખરો વાઘ આવ્યો. ત્યારે પેલે છોકરે ગભરાઈને બૂમો પાડી, જો વાઘ આવ્યો રે, વાઘ આવ્યો. પેલા ખેતરના માણસોએ એની વાત સાચી માની નહિં ને કોઈ ગયું નહિ. તે વાઘે એનાં ઘણાં બકરાં મારી નાખ્યાં. જેટલાં નાસી ગયાં તેટલાંજ બચ્યાં. પેલો છોકરો તો પોકેપોક મૂકી રોવા લાગ્યો. તેની પોક સાંભળી એક ખેડુત તેની પાસે ગયો. તે જુએ છે, તો વાઘે તેનો ઘણો બગાડ કર્યો હતો.

પછી તેણે પેલા છોકરાને કહ્યું, જો ભાઈ, તેં એક વાર જુઠું બોલી અમને છેતર્યા હતા. તેથી આ વખતે અમે તારી બૂમ ખોટી માની ને વારે ધાયા નહિ. અમે દોડી આવ્યા હોત, તો તારું આટલું બધું નુકસાન થાત નહિ. હવે પછી યાદ રાખજે કે:—

જે જન મશ્કરી કરવા જાય,
મોડો વે'લો તે સપડાય;
જુઠાણું જલદી પકડાય,
આખર જુઠો જન પસ્તાય.

---

# પાઠ ૧૯. એક રાજાના કુંવરની વાત.

પત્થર લાલચોળ ઋષિ બચ્ચું

રસ્તામાં જંગલ હીંચકા

લંગરી મણિ

બા, બા, આ પત્થર લે. જો, તે કેવો ચળકે છે? ભાઈ, એ તું ક્યાંથી લાવ્યો? મને એક બાવાએ આપ્યો. તને બાવો ક્યાં મળ્યો?

આજે હું પેલા સિંહના બચ્ચા સાથે રમતો હતો. એવામાં એક હરણ આવ્યું. તેની પૂઠે તે બચ્ચું દોડ્યું. તેની પાછળ હું પણ દોડ્યો. અમે વનમાં દૂર નીકળી ગયાં. ત્યાં એક વડનું ઝાડ આવ્યું. તેની નીચે હું થોડીક વાર બેઠો. પછી વડવાઈ બાંધી હીંચકા ખાવા લાગ્યો. મને જોઈ એક બાવો વડ પરથી નીચે આવ્યો. તેના દાંત લાંબા, આંખ મોટી ને લાલચોળ હતી. તેને માથે મોટી જટા હતી. મારી આગળ આવી તે બોલ્યો. છોકરા, આ વડ તળે કોઈ આવે નહિ, ને તું કેમ આવ્યો છે? અહીંથી એકદમ ચાલ્યો જા. નહિતો તને મારી નાખીશ. ત્યારે મેં કહ્યું, હું તમારાથી બીતો નથી. તમારે લડવું

હોય તો આવી જાએ. મારૂં બોલવું સાંભળી તે બાવો હસી પડ્યો. પછી કુદકો મારી તે વડ ઉપર ગયો. ત્યાંથી આ પત્થર લાવી મને આપ્યો ને કહ્યું, કે એ પત્થર લઈ તું ઘેર જા: તારી માને આપજે. રસ્તામાં તે મારી લંગરી * ઉપર પડ્યો. જો, તે આવી પીળી થઈ ગઈ.

એ વાત સાંભળી મા બોલી. ભાઈ, એ પત્થર નથી, પણ મણિ છે. એ મણિ જેને અડે, તે સોનું થઈ જાય છે. તું મોટો થાય, ત્યારે એ મણિ વડે જોઇએ તેટલું સોનું કરજે. સોનાનો મહેલ બંધાવજે ને તેમાં રહેજે.

સિંહના બચ્ચા સાથે રમનાર આ છોકરો કોણ હતો? તે એક રાજાનો કુંવર હતો. તે એક ઋષિને ઘેર જંગલમાં રહેતો હતો.

---

* બાળકને પગે ઘાલવાનું રૂપાનું ઘરેણું.

# પાઠ ૨૦. ગરીબનું દુઃખ જાણનાર.



ભિખારી અપંગ અન્ન ભગવાન આંધળો

જો કનુ, પેલો ભિખારી ઉભો છે. તે ભજન ગાય છે. ચાલ, આપણે એની પાસે જઈએ, ને ભજન સાંભળીએ.

ભિખારી પાસે જઈ મનુએ પૂછ્યું. અલ્યા ભિખારી, તું અહીં કેમ આવ્યો છે? તારૂં ઘર ક્યાં છે?

ભિખારી—ભાઈ, મારે રહેવાને ઘર નથી ને ખાવાને અન્ન નથી. પહેરવાને પુરાં લુગડાં પણ નથી. હું આંધળો થયો; ત્યારથી ભીખ માગી ખાઉં છું. ભીખ માગવાને હું આ ગામમાં સવારથી આવ્યો છું. પણ હજી સુધી કંઈ ખાવાને મળ્યું નથી. ઘણા લોક આ રસ્તેથી જાય છે, પણ કોઈ કંઈ આપી જતું નથી.

એ સાંભળી કનુ બોલ્યો. ચાલ મનુ, ઘેર ચાલ. ગમે તેની પાસે એ માગી ખાશે.

મનુ—ભાઈ, એ આંધળો છે, પગે અપંગ છે ને આખા દહાડાનો ભુખ્યો છે. એની પાસે કોઈ આવતું નથી. આપણે ચાલ્યા જઈએ, તો પછી એનું શું થાય? એ ભુખ્યો રહે ને આપણે ઘેર જઈ ખાઈએ, તે સારૂં કહેવાય?

કનુ—સારૂં તો ન કહેવાય. પણ આપણે શું કરીએ? મારૂં ઘર પાસે હોત, તો હું એને કંઈ ખાવાનું લાવી આપત.

મનુ—ફીકર નહિ: મારા ગજવામાં બે પૈસા છે. તેના સેવ મમરા એને લાવી આપીએ. પછી ઘેર જઈએ.

એમ કહી તે પાસેની દુકાનેથી સેવ મમરા લાવ્યા, ને પેલા ભિખારીને આપ્યા. ભિખારી કહે, ભાઈઓ,

મારા જેવા ગરીબ ઉપર તમે દયા રાખો છો, તેથી તમે સુખી થશો. ભગવાન તમારૂં ભલું કરશે.

---

## પાઠ ૨૧. ઈશ્વરનું ભજન.

પ્રભુ ઉજાસ વિદ્યા ચંદ્ર સરજાવી

અગણિત હામ

( પદ. )

વીસરૂં નહિ પ્રભુ નામ, કદી હું વીસરૂં નહિ
પ્રભુ નામ.—ટેક.

ચંદ્ર સુરજ ને અગણિત તારા,
કર્યા ઉજાસને કામ.—કદી હું.—૧.
બહુ ઉપયોગી આપી હવા તે,
બેસે નહિ કંઈ દામ.—કદી હું.—૨.
અન્ન દીએ છે વરસાદેથી,
પાળે જીવ તમામ.—કદી હું.—૩.
ગાય ભેંસને દૂધ દહીં દેવા,
સરજાવી સૌ ઠામ.—કદી હું.—૪.
ઝાડ પાન ફળ ફૂલ બનાવ્યાં,
આંબા ગુલાબ બદામ.—કદી હું.—૫.
દયા કરી સેવકને આપો,
બહુ વિદ્યા સુખ હામ.—કદી હું.—૬.

---

# પાઠ ૨૨. શાહજાદી અને પરીઓ.

બદદુઆ રેંટીઓ તરાક અલ્લા,
કિલ્લો શાદી ગુસ્સે

એક સુલતાન હતો. તેને કંઈ છોકરૂં ન હતું. પણ અલ્લાની મહેરથી ઘડપણમાં તેને ઘેર એક શાહજાદી અવતરી. તે વેળા મોટા મોટા લોકોને ખાણું આપ્યું. એ ખાણામાં શહેરની સાત પરીઓને પણ નોતરી. તે શહેરમાં એક ઘરડી પરી પણ રહેતી હતી. તેને નોતરી નહિ. બધાં જમવા બેઠાં, એટલામાં પેલી ઘરડી પરી આવી.

પેલી સાત પરીઓની આગળ સોનાની થાળીઓ મૂકી. પણ પેલી ઘરડી પરીને રૂપાની થાળીમાં પીરસ્યું. એથી તે વધારે ગુસ્સે થઈ.

જમી રહ્યા પછી પરીઓએ નાની શાહજાદીને ભેટ આપી. કોઇએ ધન તો કોઇએ રૂપ આપ્યું. કોઇએ સુખ તો કોઇએ વિદ્યા આપી. એમ પહેલી છ પરીઓએ એકેક ભેટ આપી. સાતમી પરી સૌથી છેલ્લી ભેટ આપનાર હતી. એથી તે પડદા પાછળ સંતાઈ રહી.

હવે પેલી ઘરડી પરી આવી. તેણે બદદુઆ દીધી. તેણે કહ્યું, કે શાહજાદીને તરાક વાગશે, ને તે મરી જશે. આ સાંભળી પેલી સાતમી પરી બહાર આવી. તેણે કહ્યું, શાહજાદી મરશે નહિ, પણ ઘણાં વરસ સુધી ઊંઘ લેશે.

એક દહાડો શાહજાદી રમતી રમતી જુના કિલ્લામાં ગઈ. ત્યાં એક ડોસીનો રેંટીઓ હતો. તે ફેરવતાં તેને તરાક વાગી, ને તે ઝટ ઊંઘમાં પડી. તેનાં માબાપ ઘણાં દીલગીર થયાં. પછી કેટલેક વરસે એક શાહજાદો ત્યાં આવ્યો. તેના અડવાથી તે ઊંઘમાંથી જાગી ઊઠી. એ જોઈ તેનાં માબાપ ઘણાં ખુશી થયાં. પછી તેમણે પેલા શાહજાદા જોડે તેની શાદી કીધી.

# પાઠ ૨૩. રૂપાળું ઘર.



ભંડારીઆમાં હંમેશાં ભોગજોગે રસોડાના

મળી પોળી ઉંદરીઉં

કોઈ એક ઘરમા ઉંદરડી રહેતી હતી. તે રસો-ડાના ભંડારીઆમાં ભરાઈ રહેતી. ત્યાં તેને રોટલી, લાડુ, ભાત વગેરે સારૂં સારૂં ખાવાનું મળતું. કોઈ કોઈ વેળા તે બહાર નીકળતી, અને રસોડામાં નીચે આવતી. ત્યાં ભોંય પર કંઈ ખાવાનું પડેલું હોય, તે પણ ખાઈ જતી.

એક દહાડો ખુશી થતી થતી તે તેની મા પાસે આવીને કહેવા લાગી. મા, મા, આ ઘરનાં માણસ

બહુ સારાં છે. તેમણે મારે માટે એક રૂપાળું ઘર આણ્યું છે. તેના ઉપલા ભાગમાં નાનું બાકું છે. બિલાડી બાઈ તેમાં કદી આવી શકેંજ નહિ. એ ઘરમાં સારી પોળી પણ મારે માટે મૂકેલી છે. વાહ રે વાહ, તે પોળી! શી મજાની પોળી! તેમાં જઈ પોળી ખાવાનું મને ઘણું મન છે. પણ મારે જતા પહેલાં તને પૂછવું જોઈએ, તેથી અહીં દોડી આવી છું.

એ સાંભળી માએ કહ્યું. વાહ, કેવું મજાનું ઘર! એમાં કંઈ મણા નથી. પણ મારી વહાલી દીકરી, તું એ રૂપાળા ઘરનું નામ જાણે છે? એ તો ઉંદરીઉં કહેવાય. તું ભોગજોગે એમાં પેઠી હોત, તો તારા દુઃખનો પાર ન હતો. કદી પણ તારાથી બહાર નીકળાત નહિ. સારૂં થયું, કે તેં એ ઘરમાં ગયા પહેલાં મને પૂછ્યું. નહિતો તારી શી વલે થાત! નાનાં છોકરાંએ હંમેશાં મોટાંને પૂછીને કામ કરવું.

# પાઠ ૨૪. કીડી ને સાપ.



પોલ ફેણ જોરાવર ઝેરી પછાડા
ઝાઝા પ્રાણ ફુંફાડા ચટકા વેર

એક નદીના કાંઠા પર પીપળાનું મોટું ઝાડ હતું. તેની પોલમાં એક દર હતું. તેમાં એક સાપ રહેતો હતો. તે બહુ મોટો ને ઝેરી હતો. તે કોઈ કોઈ વાર બાહાર નીકળતો, ને નદીએ જવાના રસ્તા પર પડી રહેતો. જતા આવતા લોકોથી તે બીતો નહિ.

પેલા પીપળા પર કોઈ પંખી આવતું ને બેસતું, તેને ફુંફાડા મારી ઉડાડી મૂકતો. વળી તે ઉંદર, દેડકાં વગેરે જનાવરને મારી નાખતો.

એક વખતે તે સાપે કેટલીક કીડીઓને છૂંદી નાખી. પછી દરમાં જતાં તેની ફેણ જરા છોલાઈ ને લોહી નીકળ્યું. તે વેળા એક કીડી ત્યાં આવી પહોંચી. તેણે વાગેલે ઠેકાણે વળગીને તેને ચટકા દીધા. ત્યારે બહાર નીકળીને ભોંય પર તેણે ફેણ પછાડી. એથી તો વધારે વધારે લોહી નીકળવા માંડ્યું. તે લોહી જોઈ ત્યાં બીજી કીડીઓ ભેગી થઈ. તે બધી તેને વળગીને ચટકા ભરવા લાગી. ચટકા લાગે તેમ તેમ તે વધારે પછાડા મારે. અંતે પછાડા મારતાં મારતાં તે મરી ગયો.

તે સાપ બહુ જોરાવર હતો, તોપણ ઝાઝી કીડીઓએ મળી તેનો જીવ લીધો. એ ઉપરથી તેને મરતી વખતે એક ઉંદરે કહ્યું:—

ઝાઝા નબળા લોકથી, કદી ન કરોએ વેર,
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર.

---

# પાઠ ૨૫. માબાપની સેવા.

અમાપ મનસુબો તીરથ અચરજ

આશીશ કાવડ સંતાપ

દોહરા.

ઘરડાં લુલાં આંધળાં, ગરીબ મા ને બાપ;
માધવ તેનો દીકરો, સેવા કરે અમાપ. ૧.
માધવને માબાપ કે', સાંભળ મનની વાત;
ધન ને આંખો હોત તો, તીરથ કરવા જાત. ૨.
મન પરખી માબાપનું, કરવા ધારી સુખ;
કાવડ કરીને ફેરવું, તો જાયે આ દુઃખ. ૩.
મનસુબો એવો કરી, કરી કાવડ તૈયાર;
બે પાસે બેસાડીઆં, માત પિતા તે વાર. ૪.
ખાંધે કાવડ ભેરવી, તીરથ કરવા જાય;
માધવના આ હેતથી, સૌને અચરજ થાય. ૫.
ધન ધન આવા દીકરા, ધન ધન મા ને બાપ;
દીકરા સારા હોય તો, રહે નહિ સંતાપ. ૬.
સઘળાં તીરથ ફેરવી, ઘેર ગયો જે વાર;
માત પિતા રાજી થયાં, દે આશીશ અપાર. ૭.
ફરજ બજાવી દીકરે, કીધી પ્રભુએ મે'ર;
સુખ આપે માબાપને, થાયે લીલા લે'ર. ૮.

# પાઠ ૨૬. કાગડાની ચતુરાઇ.



કુંજો સૂઝી ચતુરાઈ વિચાર

કાંકરા ઉપાય ધીરજ

એક કાગડાને બહુ તરસ લાગી હતી. તે એક ઘરના વાડામાં ગયો. ત્યાં એક કુંજો પડેલો હતો. તેમાં થોડું પાણી હતું. કાગડો તે કુંજા: ઉપર જઈ બેઠો. પછી આમ તેમ જોતો જાય, ને માંહે ચાંચ ઘાલતો જાય. તેણે પાણી પીવાને ઘણાં ફાંફાં માર્યાં. એક બાજુ પરથી બીજી બાજુએ જઈ બેસે ને ચાંચ

ઘાલે, પણ તે પાણીને પહોંચે નહિ. કુજામાં જોયું, તો પાણી ઊંડું જણાયું. હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. એટલામાં તેને એક ઉપાય સૂઝી આવ્યો.

પેલા કુજાની પાસે કેટલાક કાંકરા પડેલા હતા. તે તેણે એક પછી એક કુજામાં નાખવા માંડ્યા. કાંકરા નાખતો જાય ને માંહે જોતો જાય. એમ ક[illegible] કરતાં આખરે પાણી ઉપર આવ્યું. ત્યારે [illegible] પાછી ચાંચ બોળી જોઈ. આ વેળા તે પાણ[illegible] પહોંચી, તેથી ઘણો રાજી થયો. તેણે જોઈએ તે[illegible] પાણી પીધું ને તરસ મટાડી. પછી તે નાચતો નાચતો વાડા બહાર ચાલી ગયો.

આ બધું એક છોકરાએ છુપાઈને જોયું હતું. કાગડાની ચતુરાઈ જોઈ તે બોલ્યો :—

ઊંડું પાણી કુંજનું, ઉપર લેવા કાજ;
કંકર નાખી કાગડે, પાણી પીધું આજ. ૧.

ધીરજ ને ચતુરાઈથી, કામ કઠણ જે હોય;
જલદી પાર મુકાય છે, ભલે કરી સૌ જોય. ૨.

# પાઠ ૨૭. કાપણી.



મહેનત આથમતા બચ્ચાં ભાણ મલકાવા
વંતાક દાતરડાં ચચ્ચાર દહાડીઆ.

રામા પટેલ થાકીને જરા બેઠા. તે બોલ્યા, કે મેં ઘણીએ મહેનત કરી, તોએ ઘઉં દહાડો આથમતા પહેલાં વઢાઈ રહેશે નહિ. એટલામાં પાછળથી નાની દિવાળી બોલી, દાદાજી, દાદાજી, વઢાશે, વઢાશે. હું તમને મદદ કરીશ.

પટેલ દિવાળીનો સાદ સાંભળી મોં મલકાવી બોલ્યા, આવ બેટા, આવ. સાથે આ નાના કાળુનેએ લાવી છે કે શું? એમ કહી પટેલે એક પછી એક એમ બંને છોકરાંને બાથમાં લીધાં. બચ્ચીઓ કરી ને બોલ્યા, જોઈએ બેટા, શું લાવી છે?

દાદાજી, હું ભાથું લાવી છું. તમે થાકી ગએલા જણાઓ છો, થોડું ખાશો તો તાજા થશો. જુઓ, આ બાજરીનો ઉનો ઉનો રોટલો છે. દાદીમાએ થોડું માખણ આપ્યું છે. મરચાં, આદુ ને મીઠાની ચટણી લાવી છું. વંતાકનું શાક પણ છે.

પટેલ ભુખ્યા થયા હતા, એટલે ખાવા બેઠા. બંને છોકરાંને થોડું આપતા જાય ને ખાતા જાય. થોડી વારમાં ખાઈ રહ્યા. પછી તાજા થઈ દહાડીઆને કહેવા લાગ્યા. ચાલો, ભાઈ, મારી દિવાળી તથા કાળુ આપણને મદદ કરવા આવ્યાં છે. આપણે કાપવા માંડો, કે ભાણ બૂડે કામ પુરૂં થાય.

પછી બધાંએ દાતરડાં હાથમાં લીધાં, અને ચાસ પાસે બેઠાં. દિવાળી અને કાળુએ એકેક ચાસ લીધો. મોટાંએ ત્રણ ત્રણ ચચ્ચાર ચાસ લીધા. તેઓ ગીત ગાતાં ગયાં, અને ચાસ કાપતાં ગયાં. દહાડો આથમે કામ પુરૂં થયું. જોયું, નાની દિવાળી ને કાળુ પણ આમ કામ લાગ્યાં.

# પાઠ ૨૮. ખળાં.

પાથરા પગર કુંવળ ખળી પટલાણી કારભાર
હાલરાને ઉપણી હોંસીલી પહોંચ્યાં

એ ઘઉંના પાથરાને બે દહાડા ખેતરમાં તડકે સુકાવા દીધા. ત્રીજે દહાડે રામા પટેલ પોતાનું મોટું ગાડું લાવ્યા. તેમાં ઘઉંના પાથરા ભર્યા. પછી તે ગાડું ચાલવા માંડ્યું. ગાડા પર કોઈ બેઠું હતું, તે કોણ? તમે જાણો છો? હા, તે દિવાળી હતી. તેની સાથે નાનો કાળુ પણ બેઠો હતો. બીજાં ગાડા સાથે ચાલ્યાં. પેલાં બે છોકરાં ગાડા ઉપર બેઠાં બેઠાં ગમત કરતાં હતાં. દેખાવ જોવા જેવો થયો હતો.

ચાલતાં ચાલતાં બધાંએ ખળી આગળ આવી પહોંચ્યાં. છોકરાંને હસતાં હસતાં ઉતાર્યાં. ઘઉંના પાથરાનો ભોર ખળીમાં એક બાજુએ ઠાલવ્યો. કેટલેક દહાડે ઘઉં કાઢવા સૌ ખળીમાં ગયાં. ત્યાં ઘણાં ખળાં થયાં. નાની દિવાળી બળદના હાલરાને હાંકી પગર ફેરવતી હતી. એક તરફ પટલાણી ને કેટલાક દહાડીઆ ઉપણી, કુંવળ ને ઘઉં જુદાં કરતાં. પછી બાજુ પર તેના ઢગલા મારતાં.

છેવટે પટેલને માલમ પડ્યું, કે પાક સારો થયો છે. તેથી તે ઘણા રાજી થયા. જે માણસોએ એમનાં

ખેતરમાં ને ખળીમાં કામ કર્યું હતું, તેમને એક ઉજાણી આપી. તે લોકો પણ બહુ ખૂશ થયા. આ ઉજાણીમાં નાની દિવાળી કારભાર કરતી હતી. તેનો હરખ તો માતોજ ન હતો. કેવી ડાહી ને હોંસીલી છોડી!

## પાઠ ૨૮. કાપણી.

### વાદળી ડુંડાં સંપે ઉમંગે
### ફાલ કોળી

રાગ—કલ્યાણ.

આવો આવો આમ[1], હે બાળકો તમામ;
આપણે ઉમંગે કરીએ, કાપણીનું કામ.—ટેક.
જોજો પેલી વાદળીઓ[2], વરસીને[3] ચાલી જાય;
બાર માસનું અનાજ પીરસી, સંપે[4] રહે સદાય.—આવો.
ખેતર માંહે ઉભરાયો[5] છે, કેવો સુંદર ફાલ!
લણીએ[6] ચાલો ખંત ધરીને, કાં કરીએ સૌ કાલ?—આવો.

---

૧. બધાં બાળકોને સાથે લઇને મુખ્ય બાળક આવે છે. ૨. આકાશ તરફ હાથ ઉંચાં કરે છે. ૩. જમીન તરફ હાથ નીચા કરે છે. ૪. બાળકો એક બીજાના હાથ ઝાલે છે. ૫. બે હાથ પહોળા કરીને બતાવે છે. ૬. એક હાથ વાંકો કરીને લણવાનું બતાવે છે.

વાંકું દાતરડું[7] લઈ હાથે, ડુંડાં કાપો આમ;
લઈ ખળામાં[8] ઢગલો કરતાં, રાખો હૈયે હામ.—આવો.
અનાજની લણણી પુરી થઈ, કાપો સર્વે ઘાંસ;
ચાર ઘાસની કોળી[9] લઈને, મૂકો સૌ આ પાસ.—આવો.
પુળા કરી ગાડામાં[10] નાખી, પુરૂં કરીએ કામ;
ઘેર જઈ વાળુ કરી સરવે, લો ઈશ્વરનું નામ.—આવો.

## પાઠ ૩૦. ખળાં.

### ખેડુત અનાજ ઝુડે છે.

રાગ—ભૈરવી.*

આવો[1] બાળકો આ વાર,
દીસે જો ખળાં[2] તૈયાર;
ડુંડાંમાં રહેલું અનાજ,
ચાલો[3] છુટું કરીએ આજ.—૧.

---

૭. દાતરડાના આકાર વડે કાપણી કરવાનું દેખાડે છે. ૮. પેટ ઉપરના કપડામાં ડુંડાં નાખવાનો દેખાવ કરે છે. ૯. બે હાથ એકઠા કરીને કંઈ બીજી બાજુએ મૂકતા હોય એમ જણાવે છે. ૧૦. વાંકા વળીને બે હાથ નીચાં કરી ફરીને ઉંચા કરે છે.

* ભૈરવી રાગની રીત પ્રમાણે પહેલી ચાર લીટી સરખી ગાવી. બીજી કડીઓ શરૂ કરતાં પહેલી બે લીટી ઉંચે અવાજે ગાવી, બાકીની બે ધીમા રાગે ગાવી.

૧. મુખ્ય બાળક છોકરાંને હારમાં સરખાં રાખે છે. ૨. મુખ્ય બાળક ખળાંના ઢગલા તરફ આંગળી બતાવે છે. ૩. સઘળાં બાળકો તે ઢગલા તરફ જાય છે.

બળદો ગોળ[1] ફરતા જેમ,
ફરીએ[2] આપણે સૌ તેમ;
ડુંડાં જો સરસ પિલાય,
છુટા કણ તરતં તો થાયં.—૨.

ભરીએ ટોપલામાં[3] આમ,
ઉપણીએ[4] અનાજ તમામ;
ડુંસાં ઊડી[5] જો! જો! જાય,
નીચે કણ બધા વેરાય.—૩.

લઈએ કોથળાઓ[6] સાથ,
ભરીએ આમ હાથો હાથ;
કરીએ ખેડુતોનું કાજ,
મહેનતનું મળે[7] ફળ આજ.—૪.

---

૧. સર્વે ગોળ થઈ જાય છે. ૨. એક બીજાંના ખભા પર હાથ રાખીને ગોળ ફરવા માંડે છે. ૩. એક પગે બેસીને ટોપલામાં ભરતાં બતાવે છે. ૪. ટોપલાઓ ઉંચકી ઉભા થઈને ઉપણતા હોય તેમ દેખાડે છે. ૫. ડુંસાં ઊડી જાય છે ને અનાજ નીચે પડે છે તે આંગળી વડે બતાવે છે. ૬. બાળકો સાથે થઈ જાય છે. એક કોથળો પકડે છે, ને બીજો અનાજ ભરે છે, તેમ બતાવવું. ૭. સર્વે એક હારમાં સીધા થઈ નમન કરે છે.

# પેહલી ચોપડી—ભાગ ૨.

## પાઠ ૩૧. આકાશની સેહેલ.

નીકળ્યા ચંદ્રમા ત્યારપછી મેદાન અજવાળું
ઝગઝગે આથમે ઝાંખો કામઠું

એક દહાડો સાંજે કેટલાક છોકરા મેદાનમાં ફરવા નીકળ્યા. તે વખતે સુરજ નીચે ઉતરી ગયો હતો. ગગન તરફ જોઈ એક છોકરો બોલ્યો. આપણા માથા ઉપર આ બધું આકાશ છે. આકાશમાં શું શું છે, તે વિષે જેને જે આવડે તે કહે. પહેલો હું બોલું.

આકાશમાં સુરજ હોય છે. તે થાળી જેવડો ગોળ દેખાય છે. તે સવારે ઊગે છે, ને સાંજે આથમે છે. બપોરે તે માથા ઉપર આવે છે. સુરજ હોય ત્યાં સુધી દહાડો રહે. તે ન હોય ત્યારે રાત થાય.

બીજો—ગગનમાં ચંદ્રમા પણ હોય છે. તે કોઈ વાર રાતે ને કોઈ વાર દહાડે દેખાય છે. તે રાતે અજવાળું આપે છે, પણ દહાડે ઝાંખો જણાય છે. કોઈ દહાડો તે કામઠા જેવો પાતળો ને વળેલો હોય છે.



સાંજે આકાશનો દેખાવ

ત્યારપછી તે રોજ મોટો થતો જાય છે. છેવટે એક દહાડો તે થાળી જેવો ગોળ દેખાય છે. તે પણ ઊગે છે ને આથમે છે.

ત્રીજો—અંધારી રાતે આકાશમાં તારા જોવામાં આવે છે. તે એટલા બધા છે, કે ગણાય નહિ. દીવાની પેઠે તે ઝગઝગે છે. મોટા કરતાં નાના તારા વધારે છે. ઘણા તારા ઊગે છે ને આથમે છે.

ચોથો—દહાડે પણ તારા આકાશમાં હોય છે, પણ સુરજના અજવાળાને લીધે તે દેખાતા નથી.

બધા છોકરા—વાહ! આજે ઘણી નવી વાંતો જાણી. જુઓ, પેલાં વાદળાં ચઢી આવે છે. ચાલો, વહેલા ઘેર જઈએ.

---

## પાઠ ૩૨. વરસાદ—ભાગ ૧.

વરસાદ દરીઆમાં ફોરાં બેસાડ્યાં માગણી.

મનુ ને મણી બે ભાઇબેન હતાં. એક દહાડો સવારે તેઓ રમવાં જવાને ઓટલા ઉપર આવ્યાં. ત્યારે આકાશ તરફ જોયું, તો વાદળાં ચઢી આવ્યાં હતાં. સુરજ ઢંકાઈ ગયો હતો. વરસાદનાં ફોરાં તેમનાં મોઢાં પર પડવા લાગ્યાં. તે ઉપરથી મનુ કહે, બેન, આ ફોરાં આપણે જોઈતાં નથી ને કેમ પડે છે? હવે કેમ રમાવાનું?

એ સાંભળી પેલાં ફોરાં કહેવા લાગ્યાં. છોકરાંઓ, તમારે અમારી જરૂર નથી, પણ બીજાંને અમારાં વગર ચાલે તેમ નથી. અનાજ, ઝાડ, પાલો, એ બધાંને અમારી જરૂર છે. ગઈ રાતે અમારી પાસે તેમનાં બી આવ્યાં. તેમણે કહ્યું, કે બહુ દહાડા થયા અમે ભોંયમાં પડી રહ્યાં છીએ. અમારાથી બહાર નીકળાતું નથી. હવે તમે આવો ને ભોંય ભીની ને પોચી કરો, તો ખાવાનું મળે ને અમે બહાર નીકળીએ. તમે નહિ આવશો, તો અમે ભૂખે મરી જઈશું. તેમના કહેતાથી અમે આવ્યાં છીએ. નહિતો અમારે હમણા આવવાની જરૂર ન હતી. અમે તળાવ, નદી કે દરીઆમાં રહેતાં હતાં. સુરજે અમને થોડોક વખત થયાંજ ઉપર ખેંચી લીધાં હતાં. ઉપર લઈ જઈને અમને રથમાં બેસાડ્યાં. તે રથ તે પેલાં વાદળાં છે. અમારા રથને ઘોડા જોડેલા ન હતા. તેને ખેંચનાર પવન હતો.

---

## પાઠ ૩૨. વરસાદ—ભાગ ૨.

થોભ્યાં પરસાદ રેલમરેલા ચોકખી
ત્યાં કારેલાં બિચારા ઘેબરીઓ નેવલે

અમે રથમાં બેસી ઉપર મજા કરતાં હતાં. ઘર, આમડાં ને ઝાડો ઉપર થઈ અમે જતાં હતાં. એ

સહેલ છોડી અમારે પેલાં બી માટે અહીં આવવું પડ્યું છે.

એટલું કહી તેઓ જોરથી પડવા લાગ્યાં. થોડી વારમાં પાણીના રેલા ચાલવા માંડ્યા. પછી તો રેલમરેલા થઈ રહી. નાના રેલા ભેગા થઈ મોટો રેલો વહેવા લાગ્યો. પાણી જમીનને ખોદતું ચાલ્યું. સાથે કાદવ કચરો ખેંચી જતું. કાંકરા બિચારા આમ તેમ પછડાતા માંહે તણાઈ જતા. એ પાણીમાં ફોરાં નાચતાં નાચતાં નીચી જમીન તરફ દોડી જતાં. છેવટે એક તળાવ કે નદીમાં જઈ તે થોભ્યાં. ત્યાં તે ઉપર જવાને તૈયાર થઈ રહ્યાં હતાં. થોડી વાર પછી વરસાદ પડતો બંધ થયો. તે જોઈ મનુ ને મણી ખુશી થયાં. વરસાદે તેમને માટે રમવાની જગા ચોકખી કરી હતી. તેઓ વરસાદનું ગીત બોલતાં બોલતાં તરત રમવાને દોડી ગયાં.

આવ રે વરસાદ, ઘેબરીઓ પરસાદ;
ઉની ઉની રોટલી, કારેલાંનું શાક.
આવ રે વરસાદ, નેવલે પાણી;
નઠારી છોકરીને, દેડકે તાણી.

---

# પાઠ ૩૩. ઢેફું, પત્થર ને રેતી.

મટોડી  કાદવ  શાહી  પ્યાલામાં
તળીએ  ડહોળું  નીતર્યું  રસ્તા

ઢેફું તો તમે જોયું હશે. તે પોચું હોય છે. એક ઢેફાને બીજા ઢેફા સાથે ઘસીએ તો નીચે ભુકો પડે છે. તેમાં ઝીણી રેતી ને મટોડી જણાય છે. એક કાચના પ્યાલામાં પાણી ભરો. પછી તેમાં ઢેફું નાખો. જુઓ, શું થાય છે? મટોડી પાણી સાથે મળી જાય છે, ને પાણી ડહોળું દેખાય છે. રેતી પ્યાલામાં નીચે જઈ બેસે છે. થોડી વાર પછી પાણીમાંની મટોડી રેતી ઉપર જઈ ઠરે છે, ને પાણી નીતર્યું* થાય છે.

વરસાદ પડે ત્યારે એવુંજ થાય છે. વરસાદનું પાણી ઢેફા ઉપર પડે છે, તે મટોડી ને રેતી ઘસડી લઈ જાય છે. એ પાણી નદી કે તળાવમાં જઈ પડે છે, ત્યાં કાદવ બાઝે છે. એ કાદવમાં મટોડી ને રેતી હોય છે. તે સુકાય ત્યારે તેનાં ઢેફાં બને છે.

પથરા તો તમે જોયા હશે. તે ઘણા કઠણ હોય છે, ધારવાળા પથરા લઈ ઘસીએ, તો નીચે ભુકો પડે છે. તે રેતીજ છે. વરસાદનું પાણી પથરાના કકડા તાણી

---

* ચોકખું.

જાય છે, તે તમે જોયું હશે. તે કકડા ભોંય સાથે કે એક બીજા સાથે ઘસાય છે, ને તેમાંથી કાંકરી ખરે છે. નદીને તળીએ પથરા હોય છે, તે પણ એવીજ રીતે ઘસાય છે. ત્યારે તેમાંથી કાંકરી ખરે છે, ને પથરા ગોળ થાય છે. એ કાંકરીની રેતી બને છે. કોઈ રેતી મોટી ને કોઈ ઘણી ઝીણી હોય છે.

પથરા ને રેતી ઘર બાંધવાના અને રસ્તા બનાવવાના કામમાં આવે છે. ઝીણી રેતી શાહી ચૂસી લે છે.

## પાઠ ૩૪. માટી.



ઇંટવાડો કણક સીંચ્યાં નળીઆં ઘાટ
કોઠી ચપ્પુ ભઠ્ઠી કોડીઆં

મોહન ને મોતી બે ભાઈ હતા. એક દહાડો તેઓ ફરતા ફરતા ઇંટવાડો જોવા ગયા. અહીં કેટલાંક

માણસો ભોંયમાંથી માટી ખોદતાં હતાં. કેટલાંક ઇંટ કે નળીઆં બનાવતાં હતાં. તેઓની પાસે કેટલીક માટી પડેલી હતી. કોઈ માટી પીળી, કોઈ રાતી, કોઈ ધોળી ને કોઈ ભુરી હતી. બેઉ ભાઈઓએ સુકી ને ભીની માટી લીધી ને તપાસી. સુકી માટી કઠણ, ને પછાડવાથી ભાંગી જાય એવી જણાઈ. ભીની માટી પોચી, ચીકણી ને નરમ લાગી.

મોહને થોડી ભીની માટી લીધી. તેનો ગોળો કર્યો. ગજવામાંથી ચપ્પુ કાઢી ગોળાના બે સરખા ભાગ કર્યા. પછી એક ભાગને વચમાંથી દબાવી તેની વાડકી બનાવી.

મોતીએ સુકી માટી લઈ તેનો ગોળો કરવા માંડ્યો. જોર કરી દબાવે તેમ તે ભાંગી જાય. પછી તેના ઉપર પાણી નાખ્યું. કેટલુંક પાણી ઝટ નીચે ઉતરી ગયું.

એ જોઈ મોહન બોલ્યો. સુકી માટીમાં પાણી રહી શકે નહિ. તેમાં ઘણાં કાણાં હોય છે. તેથી પાણી ઝટ નીચે ઉતરી જાય છે. તે નરમ નથી. માટે તેનો ગોળો ન બને. ભીની માટી કણક જેવી નરમ છે. તેથી તેનો ગમે તેવો ઘાટ થઈ શકે. તેમાંએ કાણાં છે ખરાં, પણ તે બહુ ઝીણાં હોય છે.

માટે તેમાંથી પાણી ઝટ નીકળી જતું નથી. આ મારી વાડકીમાં પાણી રેડી જો. તે તરત નીચે ઉતરી જશે નહિ. પછી મોતી બોલ્યો. આ વાડકી પોચી છે, તે ઘડા જેવી કઠણ શી રીતે થાય? મોહન કહે, એને સુકવીને ભઠ્ઠીમાં પકવીએ તો કઠણ થાય. પેલી ભઠ્ઠી છે. તેમાં એવાં માટીનાં વાસણો પકવે છે. એ ભઠ્ઠીમાં ગોળી, ગાગર, ઘડા, કોઠી, કોડીઆં વગેરે સીંચ્યાં છે. તેને ફરતો બધે તાપ કરેલો છે. થોડે દહાડે તે બધાં પાકીને તૈયાર થશે.

## પાઠ ૩૫. ધાતુઓ.

સળીઓ હથોડા જતરડામાં લાલચોળ
પિત્તળ ઓછાવત્તા ટીપ્યો ઓળખાવ્યા

મારા ઘરથી થોડે છેટે રામજી લુહાર રહે છે. હું આજે તેમને ઘેર ગયો હતો. તે ધમણ ચલાવતા હતા. તે જોવાને હું બેઠો. તેમણે એક સળીઓ લીધો. તે ચળકતો હતો. તેને દેવતામાં ખૂબ તપાવ્યો. લાલચોળ થયો, એટલે તેને એરણ ઉપર મૂક્યો. પછી તેને હથોડા વડે ટીપ્યો. ટીપવાથી તે સળીઓ લાંબો ને પાતળો થયો. પછી જતરડામાં ખેંચી તેનો તાર કર્યો. તે તાર ઘણો પાતળો હતો. એ જોઈ

મેં પૂછ્યું, રામજી ભાઈ, પેલો સળીઓ શાનો હતો? તેમણે કહ્યું, તે લોઢાનો હતો. ત્યારે હું સમજ્યો કે, લોઢું ચળકે છે, ટીપી શકાય છે, અને તેનો તાર ખેંચાય છે.

તેમને મેં ફરી પૂછ્યું, બીજા કશાના તાર થાય ખરા?

તેમણે કહ્યું, સોનું, રૂપું, તાંબું, પિત્તળ એ બધાંના તાર થાય છે. લોઢાની પેઠે તે બધાં ચળકે છે અને ટિપાય પણ છે.

પછી તેમણે એક પેટીમાંથી જુદા જુદા તાર કાઢ્યા, ને મને ઓળખાવ્યા. સોનાનો તાર પીળો, રૂપાનો ધોળો ને તાંબાનો લાલ હતો. પિત્તળનો તાર ઝાંખો પીળો, ને લોઢાનો કાળો હતો. તે તાર ઓછાવત્તા ભારે હતા. થોડી વાર પછી રામજી ભાઈને મેં પૂછ્યું, સોનું, રૂપું, એ બધું શું હશે? તે બોલ્યા, એ બધી ધાતુઓ કહેવાય છે. કલાઈ, સીસું ને જસત પણ ધાતુઓ છે.

## પાઠ ૩૬. નાણું.

શેઠ કોથળી વટાવ્યા ઢગલી રૂપીઓ

અડધો ઢબુ મહોર સલામ

આવ મગન, તને એક વાત કહું. આજ સવારે હું મારા બાપા સાથે બજારે ગયો હતો. ત્યાં એક




મહોર.




પૈસો.




રૂપીઓ.

દુકાનમાં એક શેઠ બેઠાં હતા. તે મારા બાપાને ઓળખતાં હતા. શેઠે બાપાને બોલાવ્યા, તેથી અમે તેમની દુકાનમાં જઈ બેઠા. તે શેઠની આગળ એક ઢગલી હતી. તેમાં પાઈ, પૈસા, ઢબુ ને અધેલા હતા. તે બધાં તાંબાનાં હતાં. મેં બધાં બરાબર તપાસી જોયાં. સૌ કરતાં ઢબુ વધારે ભારે ને મોટો હતો. પછી શેઠે એક કોથળી છોડી. તેમાંથી રૂપીઓ, અડધો, પાવલી ને બેઆની કાઢ્યાં, ને મને બતાવ્યાં. તે બધાં રૂપાનાં હતાં. બીજી એક કોથળીમાંથી તેમણે મહોર કાઢી મને બતાવી. તે લગભગ અડધા જેવડી હતી.

અમે બેઠા હતા, તેવામાં ત્યાં એક માણસ આવ્યો. તેણે કહ્યું, શેઠજી, આ ઢબુ લો ને તેના પૈસા આપો. શેઠે તેના બે પૈસા આપ્યા. તે પાછા આપી તેણે એક પૈસાની ત્રણ પાઈ લીધી, ને બીજા પૈસાના બે અધેલા લીધા.

ત્યારપછી બીજો માણસ આવ્યો. તેણે એક રૂપીઓ આપી બેઆનીઓ માગી. તેને શેઠે આઠ બેઆની આપી. તે માણસે બે બેઆની પાછી આપી ને એક પાવલી લીધી. પછી એક બેઆની આપી તેના આઠ પૈસા લીધા.

તે ગયા પછી ત્રીજો માણસ આવ્યો. તેણે બે

રૂપીઆ વટાવ્યા. એકની ચાર પાવલી લીધી. ને બીજાના બે અડધા લીધા.

મારા બાપાએ એક મહોર લીધી. તેના તેમણે પંદર રૂપીઆ આપ્યા. પછી અમે શેઠની રજા લઈ ઊઠ્યા. ત્યારે શેઠે ખાવાનું લેવા માટે મને એક પૈસો આપ્યો. તે મેં સલામ કરી લીધો.

## પાઠ ૩૭. કુહાડી ને સોય.





તકરાર મોટાઇ મુદ્દર લક્કડફોડા

દીકરી ચળકાટ કોદાળી

એક વખત કુહાડીને ને સોયને તકરાર થઈ. કુહાડી કહે હું મોટી, ને સોય કહે હું.

કુહાડી—આ મારૂં પાનું ને તેની ધાર જો. તે વડે હું મોટાં મોટાં લાકડાં ચીરૂં છું. મારા માથા ઉપર

મુદર છે. તે કોઈને વાગે તો તરત જીવ લે. મારાં વગર લક્કડફોડા ભૂખે મરે.

એ સાંભળી સોય કહે, તું ગમે તેવી મોટી છે, પણ મારી તોલે ન આવે. તારે માથે મુદર છે, તો મારે માથે નાકું છે. તારી મુદરમાં લાકડાનો સખત હાથો ઘાલે છે. તેથી તારૂં માથું ફાટ ફાટ થાય છે. પણ મારા નાકામાં દોરો રહે છે. તે પોચો છે, તેથી મારા માથાને સુખ થાય છે. તારે ધાર છે, તો મારે અણી છે. વળી મારો ચળકાટ ક્યાં, અને તારો ક્યાં! હું ન હોઉં તો લોકો પહેરે શું? મારા વડેજ પહેરવાનાં કપડાં તૈયાર થાય છે. તું કોઈને ચીરવા મારવામાં મોટાઇ માને છે: ભલે, મારે એવી મોટાઈ નથી જોઇતી.

આ બે જણાની તકરાર એક કોદાળી સાંભળતી હતી. તે હવે બોલી ઊઠી. અરે બેનો, તમે શા માટે વઢી મરો છો? તમારામાં કોઈ મોટું કે નાનું નથી. તમે બેઉ એકજ માની દીકરીઓ છો. હું પણ તમારી બેન છું. આપણી માનું નામ લોઢું. તે પહેલાં જમીનમાં રહેતી. ત્યાંથી લોકોએ તેને ખોદી બહાર કાઢી. બહાર આવ્યા પછી તે બિચારીને માથે ઘણું દુઃખ પડ્યું. તેને બે ત્રણ વાર ભઠ્ઠીમાં બળવું પડ્યું. ત્યારપછી આપણે બધાં પેદા થયાં.

# પાઠ ૩૮. વાડી.



જમરૂખી ત્રિકોણ લલકારતો ક્યારા મધપુડો
લીલાંછમ આકાર ગલગોટા

એક દહાડો મગન તેના બાપાં સાથે ફરવા ગયો. ગામ બહાર જગા માળીની વાડી આવી. તેમાં તેઓ પેઠા. માળી વાડીમાં કામ કરતો હતો. તે તેમને જોઈને સામો લેવા આવ્યો. એ વાડીમાં ફૂલઝાડના

ક્યારા હતા. તે જુદા જુદા આકારના હતા. કોઈ ગોળ, તો કોઈ ચોરસ ને કોઈ ત્રિકોણું. જગો તેમને તે તરફ લઈ ગયો.

માળીએ કહ્યું, આ ક્યારા મારી દીકરી દેવીએ કર્યા છે. એ બધામાં તેણે ફૂલઝાડ રોપ્યાં છે. પેલા ગલગોટા ને તેની પાસે મોગરા છે. આગળ જતાં એક ભાગમાં નાનાં ઝાડ આવ્યાં. ત્યાં તેઓ ઉભા રહ્યા.

જગો—આ ઝાડ ફળે છે. જો, પેલાં દાડમ લટકે છે. તેને પાકતાં હજી વાર છે. આમ આવો, પેલી બધી જમરૂખી જુઓ.

મગન—એના ઉપર જમરૂખ કેમ નથી?

જગો—જમરૂખ આવતાં વાર છે. દાડમ ઉતરી જશે, ત્યારપછી જમરૂખનો વખત આવશે.

તે વાડીમાં કેટલાંક મોટાં ઝાડ હતાં. તે પર પંખીઓ બેઠેલાં હતાં. એક ઝાડની ડાળી પર કાણાં કાણાં વાળું કંઈ લટકતું હતું. તેનો આકાર લાંબો ગોળ હતો. મગને તે તરફ આંગળી બતાવી પૂછ્યું, પેલું શું છે? માળીએ કહ્યું, એ મધપુડો છે. એમાં મધમાખીઓ રહે છે ને મધ ભરી રાખે છે.

પછી તેઓ કુવા તરફ વળ્યા. ત્યાં કોસ ચાલતો હતો. કુવાના થાળા ઉપર એક માણસ ઉભો હતો. જ્યારે કોસ ભરાઈને ઉપર આવતો, ત્યારે તે

આવ્યો રામ કહી લલકારતો. પાણી થાળામાંથી નીકમાં પડતું. ત્યાંથી ઝાડોમાં જતું. પાણી મળતું, તેથી ઝાડ જીવતાં ને લીલાંછમ દેખાતાં. વાડી જોઈને મગન ખૂશ ખૂશ થઈ ગયો.

## પાઠ. ૩૯. છોડવા.



કળી દાંડી મૂળીઉં પથરાય સમજાશે

સુકાઈ કોહળાનો જીવતા વચ્ચે

આવો છોકરાં, આજે આપણે છોડવા વિષે વાત કરીએ. પેલો એક છોડવો ઉખેડી લાવો. જુઓ, એનો આ ભાગ ભોંયમાં હતો. એને મૂળીઉં કહે છે.

મૂળીઆ વિના બીજા કોઈ ભાગનું નામ તમને આવડે છે? ના જી.

આ ઉભું દેખાય છે, તે થડ છે. થડમાંથી આ દાંડીઓ ફૂટેલી છે, તેને ડાળાં કે ડાળીઓ કહે છે. મોટી ડાળીમાંથી આ નાની ડાળીઓ ફૂટેલી છે. ડાળીઓ પર પાંદડાં છે. તે લીલાં છે. પાંદડાંની વચ્ચે આ લાંબું ગોળ દેખાય છે, તેને કળી કહે છે. એ ખીલશે, ત્યારે એનું ફૂલ થશે. જુઓ, આ ફૂલ. એનો રંગ પીળો છે. એ ફૂલ ખરી જશે, ત્યારે બી થશે. હજી બી થતાં તો વાર છે. પણ મારી પાસે આ છોડનું બી છે. તે હું તમને બતાવું છું. એને વાવીએ તો આવોજ છોડ થાય. તે કેમ થાય, તે આપણે જોવું જોઈએ. આ બીને આજે વાવીશું, ને થોડા દહાડા સુધી રોજ રોજ જોયાં કરીશું, એટલે તે સમજાશે.

છોડવાને પાણી મળે, ત્યાં લગી તે લીલા ને જીવતા રહે છે. પાણી વગર તે સુકાઈ જાય છે. વળી તેને ભોંયમાંથી ઉખેડી બહાર કાઢીએ, તોપણ તે સુકાઈ ને મરી જાય છે.

છોડવા વધીને મોટા ને ઉંચા થાય, ત્યારે તેને ઝાડ કહે છે. કેટલાક છોડ ઉભા રહેતા નથી, પણ ભોંય પર દોરીની પેઠે પથરાય છે, તેને વેલા કહે છે.

ગલગોટાનો છોડ કહેવાય, આંબાનું ઝાડ કહેવાય, ને કોહળાનો તે વેલો કહેવાય.

## પાઠ ૪૦. ઝાડ.



ખરબચડી ટટાર ખુરસી

ઝાડ તો તમે બધાંએ જોયાં હશે. આંબા સિવાય બીજાં કોઈ ઝાડનાં નામ કહી શકશો? હા જી. વડ, પીપળો, આમલી, લીમડો અને બીજાં ઘણાં છે.

બીમાંથી છોડવો ને છોડવામાંથી ઝાડ થાય. બધાં ઝાડને મૂળીઆં હોય છે. તે જાડાં, લાંબાં, વાંકાં ને ભોંયમાં ઉંડાં ઉતરેલાં હોય છે. મોટાં મૂળમાંથી બીજાં ઘણાં નાનાં મૂળીઆં ફૂટેલાં હોય છે. તે બધાં ભોંયમાં નીચે વધે છે. તે ઊપર ડાળી કે પાંદડાં હોતાં

નથી. આપણે જેમ પગ વડે ટટાર ઉભા રહીએ છીએ, તેમ ઝાડ મૂળીઆં વડે ટટાર ઉભાં રહે છે. આપણે જેમ મોઢા વડે ખાઈએ છીએ, તેમ ઝાડ મૂળ વડે ખાય છે.

ઝાડનું થડ જાડું ને નળના જેવું ગોળ હોય છે. તે ઉંચું વધે છે, ને ઉપર જતાં પાતળું થતું જાય છે. તેના ઉપલા ભાગમાંથી મોટાં ડાળાં ફૂટે છે. મોટાં ડાળાં-માંથી નાનાં ડાળાં ફૂટે છે, અને તેમાંથી બીજી ઘણી નાની ડાળીઓ નીકળે છે. નાનાં ડાળાં કે ડાળીઓ પર પાંદડાં આવે છે. થડ ઉપર પાંદડાં હોતાં નથી. આપણે જેમ ચામડી છે, તેમ થડને છાલ છે. તે બહારથી સુકી, ખરબચડી ને કઠણ માલમ પડે છે. બધાં ઝાડનાં પાંદડાં સરખાં હોતાં નથી. કોઈનાં ઝીણાં ને પાતળાં, તો કોઈનાં મોટાં ને જાડાં હોય છે.

ઘણાં ઝાડને ફૂલ, ફળ આવે છે. કેટલાંક ઝાડનાં ફળ આપણા ખાવામાં આવે છે.

ઝાડને ઊગતાં ઘણો વખત લાગે છે. ઘણાં ખરાં ઝાડ બહુ વરસ જીવે છે. સુકાઈ ગયા કેડે ઝાડનાં લાકડાં બાળવાના કે ઘર બાંધવાના કામમાં આવે છે. મેજ, ખુરસીઓ, ખાટલા, પાટલા વગેરે પણ લાક-ડાનાં બને છે.

# પાઠ ૪૧. વેલા.



તુરીઆના આરીઆનાં માંડવા શાક છાંપરૂં

બાપા, હું આજે ધનજી કાકાના વાડામાં ગયો હતો. ત્યાં બધે લીલુંછમ જેવું કંઈક હતું. તેને પાંદડાં, ફૂલ ને ફળ હતાં. તે છોડવા ન હતા. કેમકે છોડવા તો નાના ને ઉભા હોય છે. પછી મેં ધનજી કાકાને પુછ્યું, કહો, આ બધું તમારા વાડામાં શું છે?

તે બોલ્યા, ભાઈ, આ બધા વેલા છે. જો, આ તુરીઆં ને ગલકીના વેલા. તે કોઈને વળગીને ઉપર ચઢે છે. જો, આ દોરી છે. તેને વળગી ને માંડવા ને છાપરા ઉપર ચડ્યા છે. ત્યાં તે પથરાઈ ગયા છે. કોઈ વાર એ વેલા ઝાડને વીંટળાઈને પણ ઉપર વધે છે. પેલા તરબુચ ને આરીઆના વેલા દેખાય છે.

બે, ભાઈ, તે ભોંય પર લાંબાં પથરાય છે. મેં કહ્યું, એનાં મૂળીઆં ને થડ જણાતાં નથી.

તે ઉપરથી તેમણે એક નાનો વેલો ઉખેડ્યો. મને મૂળીઆં બતાવ્યાં ને કહ્યું કે, વેલાનાં મૂળીઆં પાતળાં ને ટૂંકાં હોય છે. તે ભોંયમાં ઘણાં ઊંડાં ઉતરતાં નથી.

મૂળીઆં ઉપર આ થડ છે. તે લાંબી દોરડી કે દોરડાં જેવું હોય છે. તેને જેમ વાળીએ તેમ વળી શકે છે. તેમાંથી મોટાં ડાળાં ફૂટેલાં નથી. થડ ઉપર થોડે અંતરે ગાંઠા હોય છે. તે ગાંઠા આગળ પાંદડાં, ફૂલ કે પછી ફળ આવે છે. બધા વેલાને ફૂલ કે ફળ આવતાં નથી. કેટલાકને ફળ આવે છે, તેનું આપણે શાક કરીને ખાઈએ છીએ.

## પાઠ ૪૨. કેરી.

કયાં ગોટલો પાકેલી ભગવાન જતન

ધનુના બાપા કેરી લાવ્યા હતા. તે લઈ તે સૂઈ ગયો. તે જરા ઊંઘમાં આવ્યો, એટલે કેરી તેને કહેવા લાગી. છોકરા, હું ક્યાંથી આવી તે તને કહું છું. તારા ઘરના વાડામાં પેલો આંબો છે. તેને એક દહાડો ફૂલ આવ્યાં, તેમાં હું હતી. તે ફૂલની વાસ સારી હતી. એ ફૂલને લોકો મોર કહેતા. મોર ખરી

પડ્યો, પણ હું ગોળ દાણો થઈ ડાળીએ બાઝી રહી. મને સુરજનો તાપ લાગતો, તેમ હું રોજ વધતી જતી. થોડે દહાડે હું વધીને મોટી થઈ. પવને મને નીચે પાડવાને ઘણુંએ કર્યું, પણ હું ડાળીએ બાઝી રહી. મારા ભારથી ડાળી નીચી નમતી.

એ વખતે મારા ડીલ ઉપર લીલી ચામડી હતી. તેને લોકો છાલ કહેતા. છાલની નીચે ગર હતો. તે ધોળો, કઠણ ને ખાટો હતો. ગરની નીચે એક નાની પેટી હતી ને હજીએ છે. તે પેટીને લોકો ગોટલો કહે છે. ગોટલામાં મારૂં બી છે, તેને ગોટલી કહે છે. ભગવાને મારી ગોટલીનું કેવું સારૂં જતન કર્યું છે! મને વધારે તાપ લાગ્યો, તેથી મારી છાલ બદલાઈને પીળી થઈ. ગર પણ પોચો ને પીળો થવા લાગ્યો. આજે તારા બાપા આવ્યા, તેમણે મને પીળી અને પાકેલી જોઇ તોડી લીધી. ઘેર આવી તેમણે તને આપી.

તું સવારમાં ઊઠજે, દાતણ કરજે ને પછી મને ઘોળજે. મને ઘોળશો એટલે મારો ગર ઢીલો થશે. તેને લોકો રસ કહે છે. પછી ડીંટું તોડી તે રસ ચુસી લેજે. એ રસ તને મીઠો લાગશે. મારી છાલ ફેંકી દેજે, પણ મારા ગોટલાને વાડામાં નાખજે. ત્યાં મારૂં શું થશે, તે હવે પછી કોઈ દહાડો કહીશ.



આંબો અને કેરી.

# પાઠ ૪૩. ગાય ને ભેંસ.



હીંડે નિરાંતે વગડાઉ અમળાઈને
વાગોળવું જબરી જડબાં જોરાવર

જુઓ, પેલી ગાયો ને ભેંસો જાય છે. તે કેવી ધીમે ધીમે હીંડે છે! કુતરો તેમની સામે ભસતો ભસતો આવે છે, ત્યારે તેઓ શીંગડાં માંડી કેવી સામી થાય છે!

આવો, પેલી ગાયો ને ભેંસો ચરે છે તે જોઈએ. જુઓ, તેઓ ચરતાં ચરતાં માથું આમ તેમ હલાવે છે. શા માટે માથું હલાવતાં હશે? માથું હલાવે એટલે ઘાસ અમળાઈને તૂટી જાય છે.

ઘાસને અમળાવીને કેમ તોડવું પડતું હશે વારૂ?

એમના ઉપલા જડબાના આગલા ભાગમાં દાંત નથી. નીચલા જડબાના દાંત અને ઉપલા જડબા વચ્ચે તે ઘાસ પકડે છે. પછી માથું હલાવે છે, એટલે

ચાસ તૂટી જાય છે. તેઓ ઘાસના કોળીઆ બરાબર ચાવ્યા વગર પેટમાં ઉતારી દે છે. ત્યાં તેના ગોળા થઈ જાય છે. ચરીને ધરાય છે, એટલે એક જગાએ બેસે છે ને વાગોળે છે. ઘાસના ગોળા પેટમાં થયા હોય, તેને પાછા મોંમાં લાવે છે, ને નિરાંતે બેસી ચાવે છે. તેને વાગોળવું કહે છે. એ વાગોળે છે, ત્યારે એનાં બેઉ જડબાં હાલે છે. ગાય કે ભેંસને ઉભા થવું હોય, ત્યારે પહેલાં પાછલા પગ ઉપાડે છે, ને પછી ઊઠે છે. એની ખરીમાં ફાટ છે. તેથી ભીની ને પોચી જમીનમાં એના પગ ઉતરી જતા નથી.

જુઓ, ગાય કરતાં ભેંસ માથું નીચું રાખી વધારે ધીમી હીંડે છે. ગાયના કરતાં ભેંસનું શરીર જાડું ને ચામડી કઠણ હોય છે.

ગાય પાણી કે કાદવમા બહુ ફરતી નથી. પણ ભેંસ તો પાણીના ખાડા કે તળાવ હોય, તેમાં ઘણી વાર લગી પડી રહે છે. ભેંસને વરસાદમાં ફરવું બહુ ગમે છે. ગાય કરતાં ભેંસ વધારે જોરાવર છે. વગડાઉ ભેંસો તો ઘણીજ જોરાવર હોય છે. કહે છે કે ચાર જબરી ભેંસો હોય, તો એક વાઘને પણ પુરી પડે.

# પાઠ ૪૪. બકરૂં ને ઘેટું.





ડુંગરા ચત્તુંપાટ મજબુત ભરવાડ સોબત

એક ઘેટાને બકરાની પેઠે છુટા ફરવાનું મન થયું. તે એક દહાડો લાગ જોઈ ટોળામાંથી છટકી ગયું. તે એક બકરાને જઈ મળ્યું. તેની સાથે તે ડુંગરા ઉપર ગયું. બકરૂં તો રસ્તે જતાં જે મળતું તે ખાતું, પણ ઘેટું તો ભૂખે મરવા લાગ્યું. તેને ડુંગર પરનો ચારો ભાવતો નહિ. પથરા ઉપર ચઢવાનું ઘણું કઠણ હતું. બકરૂં તો બરાબર પગ માંડી ચઢી જતું. ઘેટાના પગ જાડા, તેથી તે ઉભા પત્થર પર ઠરતા નહિ. એથી ઘેટાંને વારે વારે કૂદવું પડતું. એક વાર કુદકો મારતાં તે નીચે ગબડ્યું, ને ચત્તુંપાટ પડ્યું. સાંજ પડી, એટલે ભરવાડ તેને શોધવા નીકળ્યો. તેણે તેને પથરામાં પડેલું જોયું. ત્યાંથી તે તેને ઉંચકીને વાડામાં લઈ ગયો. પેલું બકરૂં તો સાંજ પડી, કે વાડામાં આવી ઉભું.

ઘેટાનો થાક ઉતરી ગયો, એટલે તે તેની માને કહે છે; મા, મેં આજ મોટી ભૂલ કીધી. હવેપછી કોઇ દહાડો હું બકરાની સોબત કરીશ નહિ.

મા કહે, બેટા, તારા પેઠે બકરાને આંખ, કાન, મોહું, પગ ને પુછડી છે. તેની ખરીમાંએ ફાટ છે, ને તે પણ વાગોળે છે. એ ઉપરથી તને એમ લાગ્યું હશે, કે તમે બેઉ સરખાં છો; ને તે કરે તેમ તું પણ કરી શકે. પણ યાદ રાખજે, કે તારી ને તેની વચ્ચે ફેર છે. તેના પગ પાતળા ને મજબુત છે. તેનું શરીર પણ પાતળું છે, ને તે પર લાંબા ને આછા વાળ છે. તેથી તે ગમે તેમ કૂદી ને દોડી શકે છે. તારૂં શરીર જાડું છે, અને તે પર ઊનનો ભાર છે. તેથી તેની પેઠે તું કરી શકે નહિ. આપણે તો ટોળામાંજ રહેવું, અને એક બીજાની પાછળ જવું.

## પાઠ ૪૫. દૂધ.

ગુણ જણસો પેંડા દોથા શીખંડ

દૂધપાક જાનવર લોચાં બાસુદી

આપણે ગાય કે ભેંસનું દૂધ ખાઇએ છીએ. કોઈ કોઈ તો બકરીનું દૂધ પણ ખાય છે. ગાયના કરતાં ભેંસનું દૂધ વધારે જાડું ને મીઠું છે. નાના છોકરાંને ગાયનું દૂધ વધારે ગુણ આપે છે.

દૂધ દોહી લીધા પછી તરતજ ખાવું જોઇએ. ઠંડું થઇ ગયું હોય, તો તેને ઉનું કરીને ખાવું. દૂધ દોહ્યા પછી ઘણી વાર રાખી મૂકીએ, તો તે બગડી જાય છે.

દૂધ દોહવાનું વાસણ ચોકખું જોઇએ. વાસણ મેલું હશે, તો દૂધ વહેલું બગડી જશે. દૂધ દોહતા પહેલાં ગાય કે ભેંસનાં આંચળ ધોઈ નાખવાં. એમ કરવાથી દૂધમાં મેલ ન આવે.

ગાય કે ભેંસને દહાડામાં બે વાર દોહવી. રોજ બરાબર વખતે દોહવાથી દૂધ વધારે નીકળશે. કેટલાક લોકો ગાય કે ભેંસને પાણી પાઇને તરત દોહે છે. તે દૂધમાં પાણીનો ભાગ વધારે આવે છે. એવું દૂધ ઓછો ગુણ આપે છે, ને વહેલું બગડી પણ જાય છે.

દૂધ દેનારાં જાનવરને સારી જગામાં રાખવાં. તેમને સારૂં ઘાસ ને સારો દાણો આપવો. ખરાબ ઘાસ દાણો ખવરાવવાથી તેમનું દૂધ બગડે છે.

દૂધની ઘણી ઘણી જણસો બને છે. દૂધનું દહીં થાય છે, ને દહીંની છાશ ને માખણ બને છે. માખણને તાવીને ઘી કરે છે. વળી દહીંનો શીખંડ પણ બને છે. દૂધને બાળીને છેક લોચા જેવું કરે તેનું નામ માવો. માવાના પેંડા ને બરફી બને છે. દૂધને ઉકાળીને તર કાઢી લે, તેને મલાઈ કહે છે. દૂધનો દૂધપાક અને બાસુદી પણ થાય છે. એ જણસો આપણા ખાવામાં આવે છે.

---

# પાઠ ૪૬. કુતરો.



ડાધીઓ શિઆળ પરસેવો ચાલાક પ્રાણી
ઝોકાં ચશ્માં કારકુન કકરા બબ્બે

એક દહાડો બધા કુતરા ભેગા થઈ રાજા પસંદ કરવા બેઠા. એક ડાધીઆ કુતરાને તે સભાનો ઉપરી બનાવ્યો. ટીપુ નામે એક ચાલાક કુતરો હતો, તેને કારકુન ઠરાવ્યો.

સભામાં બધા ગુપચુપ બેઠાં. અંતે એક કુતરો ઉભો થયો ને બોલ્યો. આ સભામાં કોઈ બીજું પ્રાણી આવેલું જણાય છે. મને એનો ગંધ આવે છે. તેણે એકદમ ચાલ્યા જવું. ત્યા શિઆળ આવ્યું હતું. તે આ સાંભળી જતું રહ્યું પછી ડાધીઆ

તરફ જોઇ પેલે કુતરે કહ્યું. ખરાં કુતરા હોય તેનેજ અહીં બેસવા દેવા જોઈએ, સાહેબ.

ડાઘીઓ કહે, બહુ સારૂં. પછી તેણે ટીપુને પાસે બોલાવ્યો ને કહ્યું, કે કોને ખરાં કુતરા ગણવા, તે વિષે બધું લખી લાવ. ટીપુ કહે, બધું તૈયાર છે, સાહેબ. પછી તેણે ચશ્માં પહેરી વાંચવા માંડ્યું.

૧. સઘળા કુતરાની પુછડી વાંકી હોય છે. તેઓ રીઝે છે, ત્યારે તને હલાવે છે, અને બીએ છે, ત્યારે પાછલા બે પગ વચ્ચે ઘાલી દે છે.

૨. બધા કુતરાને માંસ ખાવાનું ને હાડકાના કકડા ચાટવાનું બહુ ગમે છે.

૩. કુતરાના બધા દાંત અણીવાળા છે. તેના મોઢાના આગલા ભાગમાં ઉપર નીચે બબ્બે મોટા તીણા દાંત છે. તેને ખોરાક ચાવવાને દાઢ નથી.

૪. કુતરા પોતાના ખોરાકના કકડા કરી ગળી જાય છે. તેઓ ખાતાં ખાતાં જડબાં આમ તેમ હલાવતા નથી. ખાધા પછી ઊંઘનાં ઝોકાં લે છે.

૫. સઘળા કુતરાને મોંની બાજુ ઉપર થોડા કકરા વાળ હોય છે.

૬. તાપ લાગે, ત્યારે બધા કુતરા જીભ બહાર કાઢે છે. તેમની ચામડી ઉપર પરસેવો ફૂટતો નથી.

૭. સૌથી છેલ્લી વાત એ કે, દરેક સારો કુતરો એકાદ માણસને પોતાનો ધણી કરે છે.

ટીપુ વાંચી રહ્યો, એટલે દાધીઓ બોલ્યો. ' કહો આપણો રાજા કોણ? સૌ સાથે બોલી ઊઠ્યા, ' માણસ, માણસ, માણસ. ' માણસની જે.

# પાઠ ૪૭. પંખી

ઇંડાં બચ્ચાં સમડી કબુતર જળકુકડી

અહો! પેલા ઝાડ ઉપર કેટલાં બધાં જનાવર બેઠાં છે! એ ગાય જેવાં છે કે? ના જી. ગાયને ચાર પગ હોય છે, ને એમને તો બબ્બે છે. વળી એમને મોઢું ક્યાં છે? મોને ઠેકાણે ચાંચ છે. એમને ડીલે વાળ છે કે? ના સાહેબ. વાળને બદલે પીછાં છે. પુછડીમાંએ પીછાં છે. પીછાંને લીધે એમને ટાઢ વાતી નથી. એ બધાં જનાવરોને બબ્બે પાંખો છે. તે વડે તે ઊડે છે. પાંખોવાળાં બધાં જનાવર પંખી કહેવાય. એમાંનાં કોઈ પંખીનાં નામ તમે જાણોછો? હા જી. ચકલી, કાગડો, પોપટ, મોર, સમડી અને કબુતર. એટલાં નામ અમને આવડે છે. પંખી શું ખાતાં હશે? બધાં એકજ ખોરાક ખાતાં નથી. કોઈ કીડા, કોઈ જીવડાં, અને કોઈ કોઈ તો ફળ કે અનાજ ખાય છે. પંખી ક્યાં રહેતાં હશે? ઘણાં ખરાં પંખી ઝાડ પર રહે છે ને માળા બાંધે છે. કોઈ કોઈ તો ઘર કે વાડામાં માળા બાંધે છે. પંખી એ માળામાં

પાણી લીધું. પછી પડીકાં છોડી લાલ, પીળો ને વાદળી રંગ જુદી જુદી રકેબીમાં કાઢ્યા. એક પ્યાલું લઈ તેમાં ચમચા વડે લાલ રંગ નાખ્યો. થોડું પાણી રેડી તેને ચમચા વડે હલાવ્યું. પછી તેમાં પીળો * રંગ નાખ્યો. ચમચો લઈ બધું પાણી પાછું હલાવ્યું એટલે નારંગી રંગ થયો.

એ જોઈ મોટી બેન બોલી. વાહ! મગન, વાહ! આવો સુંદર નારંગી રંગ તો મેં આજેજ જોયો. હું કંકુ ને હળદર મેળવી નારંગી રંગ કરૂં છું. પણ તે આવો સારો થતો નથી.

પછી મગને વાદળી રંગ લઈ તેમાં પીળો રંગ મેળવ્યો. એટલે સારો લીલો લીલો રંગ થયો. તે બોલ્યો, કહો મોટી બેન, લીલો રંગ આવોજ હોય કેની? હા, ભાઈ, એ ખરેખરો લીલો રંગ છે. તે લીલાં મરચાંના રંગને બરાબર મળતો છે.

પછી મગને જાંબુડો રંગ બનાવ્યો. તે તેણે લાલ ને વાદળી રંગ સરખે ભાગે લઈ કર્યો. પાસે

* ત્રણ ભાગ લાલ ને પાંચ ભાગ પીળો મેળવવાથી ચોકખો નારંગી રંગ થાય છે.

× આઠ ભાગ વાદળી ને પાંચ ભાગ પીળો મેળવવાથી ચોકખો લીલો રંગ થાય છે.

જાંબુડા રંગનો કાગળ પડ્યો હતો. તેના રંગની સાથે તે રંગ બરાબર મળતો હતો.

## પાઠ ૫૦. પારણું.



પાંગરા ભમરી મખમલ ચિનાઈ દોયણાં
ઘુમણ મશરૂ રસીલા તળાઈ

મણી, નટુ કેમ રડે છે? એને પારણામાં સૂવું છે. પણ પારણું તો ઉતારી લીધું છે. હું તેને ઝોળીમાં સુવાનું કહું છું, પણ તે માનતો નથી અને રડે છે.

બેન, એને રડાવ નહિ. ઝોળીમાં પાસું ફેરવવું ફાવે નહિ, તેથી એને તેમાં સૂવું ગમતું નહિ હોય. તું પાંગરા ને દોયણાં કાઢી લે, અને ઝોળી છોડી નાખ.